# બસ, હું તો છું મારા ખોદાને હસ્તક !

(નામાંકિત નાટકકાર સર હેનરી અરવીંગને માટે એવી ખબર પ્રગટ થઈ હતી કે, મરતી વેળા તેના મોઢેથી "તારે હસ્તક, ખોદા, તારે હસ્તક" એવા શબ્દો નીકળ્યા હતા, તે ઉપરથી આ કવિતા જોડાઈ હતી.)

"તારે હસ્તક, ખોદા, તારે હસ્તક!" આ જાનને જીગર, માથું ને મસ્તક
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, આ વિચાર ને આચાર, અવાજ ને હલક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, મુજ કીર્તિ ને કાર્ય, જાદુ ને જલક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, મુજ લફ્ઝોને ભરમ, એક્ટિંગ ને નાટક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, જમાનો ને જેહાન, જાનદાર ને ખલક
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, આકાશને ધરતી, ફલક ને મલક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તારીખોજ કીર્તિ, કૈવન ને રજક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તુંજ મારો પીતા, તુંજ માતા રક્ષક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તુંજ મારો રાહબર, તું મારો રસક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તું મારો યારો, હું તારો ચાનક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, હું આશક પતંગ, તું નુરનો દીપક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તું મારી માશુક, હું તારો આશક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તુંજ અંજન મીઠું, બીજી વાત બકબક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, કરી મુજરા કેરાં, તારૂં દુઃખ ભરકક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, ને નહીં તો હું રેનાની સીહ્રાઈમાં અટક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, એજ રો અંતની ઘડીનો સબક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તારે સ્તક, ઓ પીતા! ઓ હક!

# "દુખ તે શું–ને સુખ તે શું." ૧

લખનાર "હરમીસ"



ભરો આટા આ સૃષ્ટિપર–જુવો, જોશો તો સુખજ છે.
ન સુખ માનો–ન માનો તો–તમો જોશો, ત્યાં દુખજ છે.
ભલે લઈ ભાગ–ભલાઇ દ્રષ્ટિઓ–તો તેમાં પણ ત્યાં સુખજ છે.
અરે તેમાં બુરાઇ ધારો–તો ત્યાંથી તમને દુખજ છે.
રોકો અશ્રુ, દયાને હાથ–ને માનો તો, ત્યાં સુખજ છે.
નથી દયા જો તેમ કરવા–તો ત્યાંથી તમને દુખજ છે.
બજવી સુરની બાંસુલી–બહેલાવો દીલ તો સુખજ છે.
બૂંઠી બાને, જો ન ભાવે–પછી ત્યારે તો દુખજ છે.
નરમ શ્વાસો નમી ચાલો–તેમાં તમને તો સુખજ છે.
ભલે ભૂંડી ધરો તમ રાહ—તો, ત્યાં, તો, તમને દુખજ છે.
નથી ઇચ્છા તમારી કાંઇ—તો તે હાલે તો સુખજ છે.
મેળવવા તે ગમે ઉછળો—તો વેઠો, ત્યાં, તો દુખજ છે.
કશાનો મેલ, જો ન રાખો—પછે તમને તો સુખજ છે.
મુંજાઇ મુજવનમાં તમ મહાલો—તો, ત્યાં, તો તમને દુખજ છે.
સ્વાર્થતણી ન હોય વાસના—પછી ત્યાં તો બહુ સુખજ છે.
પછે, શાને, તુને દુખ રે—ત્યાં જોશો, ત્યાં બસ સુખજ છે.
ઘડીએ સુખ–સદીએ સુખ—હર હાલે ને–કાળે સુખ
હરિમાં ચિત્ત સમાવ્યુ તો—હર સ્થાને બસ સુખજ સુખ!

# મેહુલાનાં મનામણાં.



(જરા કહે દો સાંવરિયાસે આયા કરેઃ એ ગીતનો ઢાળ)

સખિ! જોને મેહુલિયો તલસાવ્યા કરે ?
તલસાવી કાળજડાં કરમાવ્યા કરેઃ
રેઢી રસામૃત—
રસિયાજી રાજ એ—
રજનને રાસ જગ રિઝાવ્યા કરેઃ
રિઝાવે તે આજ કાં રિસાવ્યા કરે ?
દેવે હાય વરાળ, દુકાળનાં દુઃખ દોયલાંઃ
એવે દીન દયાળ મેહુલિયો મહારાજ એક ।
અન્ધાર વસ્ત્ર ઓઢી
પવનને વિમાન ઊડી
આ તાર વેલું ગજવી ઝબૂકયા કરેઃ
ઝબૂકે તે આજ કાં ન વરસ્યા કરે ?

લલિત.

# ધન્ય ધન્ય ઘડી આજની.

( ગીત )

ધન્ય ધન્યરે ઘડી આજની,
સુખકારી, અઘહારી.
લાગે સકળ જનને સુધાસમી.
ઝીણીઝીણી ઝીણીઝીણી વરસતી,
આ શી ? રમતીરે, જળધારા આકાશથી,
નિરખી કનક કળશ, ઝમકત સોનેરી,
સખી જાણી આનંદની રેલ આ.
હેરે જનનના આ મન,
દીપ ઝળક ઝળક ઝગકે, જાણે ઉગ્યા સુરેસ સોરે વસા.
ઝરમર ઝરે રસરેલા, સરસ સુગંધી વશી,
ગણગણ ગણગણે, વન ઉપવન પરમ શ્રંગરેલા ?
સમર લહર સરસ, ફરફર ફરકતી,
મનરે નિશદીન રસ રેલ,
આનંદની એલી મચી રહી સકળ
જનના મન હરખે આરે ઘડી.

( દોહરો )

જન મન રંજનની ઘડી, હરેક જન હરખાય,
ધન્ય ધન્ય ઘડી આજની, ગીત મંગળ મુખ ગાય

લીંબડી કવિ ભવાનીશંકર નરસિંહરામ.

## રિવ્યુ કોલમ.

### ઝોરાસ્ત્રીઅન કેલેંડર.

ગટ કરનાર—ભાઇઓ સોરાબજી અને હોરમજી મંચેરજી જગોસ.

કીમત રૂ. ૧.

મરહુમ મી૦ જગોસવાળું કેલેંડર દર વર્ષે ટહેરાબંધ નીકલ્યું જાય છે તે જોઇ ખરેજ ભારે હર્ષ ઉપજે છે. પારસીઓ માટે આ કેલેંડર બહુજ ઉપયોગી છે અને તે ખરેખર જરૂર કરીને સઘરવાઇ રહેવું જોઇએ છે. ગયા વર્ષ દરમ્યાન પારસી કોમે શું કીધું તે જાણવું હોય તો આ ઝોરાસ્ત્રીઅન કેલેંડરમાં એકજ ડોકયું બહુ ઉપયોગી થઇ પડશે. દીવસે દીવસે આ પોથો જોર અને જોમમાં વધતોજ જાય છે. આ વેળા કીમતમાં ખાસ ઘટાડો કરેલો નજર આવે છે તે બેશક શુભ છે. એક રૂપીઓ કીમત નક્કી કરી રાખી આ કેલેંડરને ઉપયોગીપણામાં વધારતા જવાથી બેશક તે લોકપ્રિયતામાં વધ્યું જશે પણ હાલના મોંઘવારીના સમયમાં આવો ખર્ચાળુ સહાસ પરવડવાનો બીજો સવાલ ઉભો થાય છે. આ સવાલોને બાજુ રાખી કેલેંડરમાં નજર કરીશું તો જણાશે કે પારસી કોમે ગયા વર્ષ દરમ્યાન સેંતર લાખની ગંજાવર રકમ સામાન્ય સખાવતોમાં કાઢી આપી છે. ધર્મના મકાનો માટે લગભગ પોણાત્રણ લાખની સખાવત કરી છે તથા ઇલમણાંની છાપામાં પ્રગટ થયલી સખાવત રૂપ્યા બે લાખને છવીસ હજારની છે. જે જે ઇલમણાંઓમાં થયલી સખાવત છાપાદ્વારે પ્રગટ થઇ નથી તેના ફક્ત ચાર પાંચજ હજાર ગીણીશું તોએ પારસી કોમની ગયા સાલની સખાવત બાવીસ લાખના ગંજાવર આંકડાપર જાય છે. જે કોમ આવી મોટી રકમ સખાવતમાં આપે છે તેનાંજ બચ્ચાંઓ જોઇતાં સાધને ખુટને લીધે તવળે છે તે ખરેજ નવાઇ છે. સ વત ઉપરાંત ગયાં સાલનો ઇતિહાસ બહુ સ રીતે રજુ થયો છે. તે પછી નવા વર્ષનું મા કેલેંડર આપવામાં આવ્યું છે અને તે બાદ જ સ્ટીરીઓ ટાઇપ્ડ ખબરો પ્રગટ થઇ છે. એ તે વાંચવાજોગ છે અને જરથોસ્તીઓ માટે યોગી છે. નવાબ સર ફરેદુન જંગ બહાદુરનું જ ચરિત્ર તેમની છબી સાથે પ્રગટ થયું છે. જગો ભાઇઓ કેલેંડરમાં હવે કાંઇક ન્યુનતા વધા જાય તો સારૂં. એ ભાઇઓ જવાન છે તો જ લોહીએ ઉછાળો મારવાની જરૂર છે. હમો કેલેંડર પ્રગટ કરવા માટે જગોસ ભાઇઓને ન ફેનેહ દઇલી મુબારકબાદી આપીએ છીએ.

### ફ્રવરદેગાનના પવિત્ર દીવસો.

જાણીતા તોશાકરા ચાનો સુનંદા વ મી૦ જેહાંગીર જમશેદજી વીમાદલાલના ના આજ કાજુ અંજાણુ છે. મુંબઇ ખાતે ૨૦-૮-૧૯૧૫ ને દીને આપેલું ઉપરના મ વાળું યાદગાર ભાષણ ચોપાન્યા જશન કમીટી તરફથી પ્રગટ થયું છે. આ ભ પારસી એતેકાદને ચુસ્ત કરવા મ છે. કહેવાતા શીક્ષીત, સુધરેલા રાહબરો પા કોમનું ધર્મ યકીન ડામાડોળ કરવાની ગોઠ કરે છે ત્યારે શુક્ર તે કીરતારના કે પારસી હજી થોડાક વીરલાઓ છે કે જેઓ કોમની કી સલામત તરવી લઇ જવા ધર્મની ખુબીઓની ? પીછાણ કરી તેને ખરા રંગ રૂપમાં કોમ સન રજુ કરે છે. મી૦ વીમાદલાલનું આ ભા ફ્રવરદેગાનના પવીત્ર દીવસો પાળવાની જરથો

લખનાર—મી૦ મેહમુદ ઇ૦ નગદા.

કિંમત ચાર આના

પાકાં પુંઠાં સાથનું આ નાનકડું વાર્તાનું પુસ્તક વાંચવા જોગ છે. આ વાર્તા રંગુન સમાચારમાં આગળ પ્રગટ થઇ હતી. કર્તાએ આ વાર્તામાં ઘણીજ અચ્છી રીતે રંગુનના ઇસલામીભાઇઓની હાલતના ચીતાર રજુ કર્યો છે. ખાલી ગજવે દમપે સુમાર રાખતા મુસાઓ અને પૈસાના પુજારી અબદુલ રહેમાન જેવા કંજુસોથી આ દુન્યા વાંઝણી નથી. દરેક સંસારમાંથી આવાં ચિત્રો મળી આવે છે. હસીના અને ઇસમાઇલના પવિત્ર પ્યારનું બ્યાન અચ્છી રવેસે કરવામાં આવ્યું છે વાર્તાનો પ્લોટ તદન સારો છે પણ વાંચવા અને મનન કરવા જોગ છે. વાર્તાની આખરીમાં મહી લીધેલી શીખો દરેક ગોખવી જોઇએ છે. પુસ્તક નાનું પણ ફાંકડું બનાવવાની સંભાળ લેવામાં આવી છે. ભાષા પણ સહેલી અને સારી છે. મી૦ નગદાની આ કોશેશ વખાણવા જોગ છે. આવી ઉત્તમ સમજાવતના પુસ્તકો સારા જથામાં પ્રગટ થવાની જરૂર છે.

## વનિતા વિનોદ.

લવાજમ રૂ. ૧–૮–૦ અધિપતિ માસ્તર કાસમભાઇ સુલેમાનભાઇ, કડી ( ગુજરાત ) આ માસિક ચાલુ સાલથી પ્રગટ થવા માંડ્યું છે. સ્ત્રીઓમાં સારાં વાંચનનો ફેલાવો કરવાનો તેનો ઉદેશ છે. અંકમાં ઘણાં બાનુઓના લેખો નજરે પડે છે. લખાનો પણ સ્ત્રીઓને બરનાં ખાસ કરીને ગંખવામાં આવેલાં છે. આ માસિકને સારૂ ઉત્તેજન મળતાં તે ઠીક સેવા બજાવે તેમ જણાય છે હમો મી૦ કાસમભાઇના સાહાસને વખાણીયે છીએ અને આ માસિકનું લાંબું આયુષ્ય થાય એવું ખરા જીગરથી ઇચ્છીએ છીએ

નવસારીના પાસ ગામ ગામમા પ્રગટ થતું આ માસિક મુસલીમ ભાઇઓ માટેનો ઇલ્મી, મજહબી, અખલાકી, તારીખી, અને દીની માહાવારી રેસાલો છે. ખાસ કરી આ માસિક મુસલીમ ભાઇઓ માટે વાંચવા જોગ છે. તેને ઉત્તેજન આપવાની તેમની ઓયા ફરજ છે. આ માસિકમાં ઘણી વાંચવા જોગ બાબતો પ્રગટ થાય છે. હમો દીલગીર એ માટેજ છીએ કે તેમાંના સાત વિષયો અપૂર્ણ છે. અપૂર્ણ લેખો ચાલુ રાખવાના હમો હિમાયતી નથી. ઘણા લેખો ઓરી વેળા પ્રગટ કરવાને બદલે થોડા લેખો પુર્ણ રીતે પ્રગટ થતાં માસિક તરફ વાંચકોનું ધ્યાન અચ્છી રીતે ખેંચી શકાય છે. દરેક રીતે જોતાં કોઇ સારી કલમ આ માસિકને દોરવતી જણાય છે. માસિકને ખાસ કરીને સંસારીક ઝઘડાને પક્ષાપક્ષીથી નીરાળુ રાખ્યું છે તે ઠીકજ કર્યું છે એ બી બાપડું અમારી મુશ્કેલીના શેદરા રડે છે. ઇસ્લામી ભાઇઓએ મદદનો હાથ લંબાવવાની જરૂર છે.

લવાજમ રૂ. ૧–૦–૦ અધિપતિ મી! અહમદ હસન, ડાભેલ, વાયા નવસારી.

## અનાથ કિર્તન.

લેખક—પટેલ ભીખાભાઇ લક્ષ્મીદાસ

કીમત ૦–૧–૦

નડીયાદનાં હીંદુ અનાથ આશ્રમના લાભ માટે આ નાનકડી ગીતાવાળી પ્રગટ થઇ છે તેમાં અનાથો તરફ દયા દાન કરવાને રૂડી શીખામણ આપવા સાથે અનાથો તરફ નજર કરવા બહુ પ્રેમ પુર્વક દર્શાવવામાં આવ્યું છે. ક્ષણીક સુખને માટે સેંકડો પૈસા આપણે ફેંકી દઇએ છીએ. પણ આવાં પરોપકારી કામ તરફ આંખ મિંચામણા કયે છીએ. ખરેજ આપણું એ કર્તવ્ય પસંદ કરવા જોગ નથી. નડીઆદ અનાથાશ્રમના લાભ માટે એમાં અસરકારક અપીલ છે.

# ના કર ભાઇ શરાબની સોબત!

લખનાર "હરમીસ"

શરાબની સોહબત દેખાવે લાલ
પણ એત ભાઈ, તે છે સંકટનો જાલ.
    પાને બને છે, તું હાલ હવાલ
    નતિજો છે એવો, એનો બેતાલ.
પુછે કોઈ અગર "છે એમાં કાંઈ માલ!
કેહુ બસ એવું કે "એનું મોહ લાલ"!
    આખિરમાં એથી છે બુરાજ હાલ
    સુખમાંથી, દુઃખનેજ, છે એ નિત્ય ફલાલ.
પગેરામાં એની, કદિ તુ જતો ના!
બેફામ, લાલચથી લપસી, થતો ના!
    ઘડીભર થવા દાસ બને હોંસીલો
    તો તજ, એ બુરા જામ-ના બન બહોંસીલો!
મદીરાના મન્દિરમાં ના જઈને પુજ!
થશે એ પુજનથી ઘણી ભારી ગુંચ.
    અગર ભાવ ભરે, તું જો તારીફ સુની
    નથી તે સફેત, જે ખરેખર ગુણી.!
કરે છે નહોરત આ શરાબ જ્યારે વાસો
કંગાલપતનો આવે છે અંજામે ફાંસો.
વળી "લક્ષ્મીબાઈ" સાથે રીસે ચડે છે.
ઘરથી બહારે જતાં બહુ વડે છે.
    કદિ રૂપ બુરીનુ નહીજ ભાઈ જોયે!
    આખિરમાં ભારીજ વિપતીમાં રોશે.
માટે એ આદતથી હરદમ તું દુર થાય!
ન ખરબાદ બની તુજ જીંદગીની પુંજ થાય!
    એથી તું ભુશરી-ખરે ધ્યાન "હરીનુ"
    નહી તુને મળશે-સુખ એક ઘડીનું

# દિલડાં.

મીઠડાં ગોરસ હયો—રાગ

દિલડાં હીરે જડયાં—હીરે જડયાં,
એને જડનારાં હૃદય અમૂલરે—
દિલડાં હીરે જડયાં—હીરે જડયાં.

પ્રસરાવે સુરભી અહો! દિલડાં એ અણમોલ!
રેલે રંગ રંગ દિવ્ય શા! પ્રેમ અણ દીઠનો અણબોલરે!
દિલડાં હીરે જડયાં—હીરે જડયાં.

ધાર્યું ઉજ્વલ અવનવું, રસ સૌંદર્ય[1] દુકુલ!
વેરે પરિમળ[2] રંગરંગે, એના વેજા[3]માં વિશ્વ વસુલરે!
દિલડાં હીરે જડયાં—હીરે જડયાં!

આવે અંતર અવનવાં. આછાં એ દિલ ફુલ,
વેરે સુરભિ[4] જીવનની, જાણે કરીએ ગુલામી કબુલરે!
દિલડાં હીરે જડયાં—હીરે જડયાં.

પ્રભુનાં દર્શન દોહ્યલાં—એ દિલડાંમાં થાય!
ત્રિવીધી તાપો જગતના—ઘડી એકમાં સમૂળા જાયરે!
દિલડાં હીરે જડયાં—હીરે જડયાં.

દિલડે અંતર્ગત રહ્યું—દૈવિ પ્રીતિ મૂલ!
વણ મૂલે વેચાયલું—કરી દઇએ જીવન એમ ડૂલરે!
'દિલડાં હીરે જડયાં—હીરે જડયાં.'

'લલીત.

1. વસ્ત્ર. 2. સુવાસ. 3. બદલામાં. 4. સુગંધ.

# ભુલાં પડેલાં જીવને બોધ.

ગરબી.

રાગ—"મીઠાં ગોરસ લ્યો ગોરસ લ્યો," અથવા.
"દેશમાં સંપ કરો રે સંપ કરો."

જીવડા ભુલ્યો ભુલ્યો રે ભુલ્યો ભુલ્યો.—ટેક.
હરિ ભુલી રસ્તો સીધો ને સાચો,
ગલી અંધારીમાં ક્યાં ફાટો રે.—જીવડા.
હરિ ગલી ગંધાતી કાંટાવાળી,
જેમાં સાપ સપોલીઆંની જાળી રે.—જીવડા.
હરિ તું તો વેદના વ્યાખ્યામાં ફસ્યો,
તુને ઝેરી જીવડાએ ડસ્યો રે.—જીવડા.
હરિ ઘણા દુખીની આંખે આપે,
પાપે લલચાવી લીધો ફેરો રે.—જીવડા.
હરિ તુને ઉગારવાનો નહી આરો,
તારો બાપ ગયો જન્મારો રે.—જીવડા.
હરિ પીત્યા ફિટ્યું ને કપાળે રડ્યો,
હવે કપાળ કુટાશે શું વળશે રે.—જીવડા.
હરિ ને કોઇ પંથ સુધી આડો ફાટે,
આમ રઝડી મરે દુખ વાટે રે.—જીવડા.
હરિ ગુરખા ધરમનો દીવો ઝાલી,
જા પાછો સીધો રસ્તો ઝાલી રે.—જીવડા.

ખુરશીદ.

# "આખર રાખની રાખ."

\+ (ગરબી)

આખર થાવું ભવાની ખાખ, બળી કાળ ઝાળથી;
આખર ઉડશે મશાણમાં રાખ, કરૂર કુડા કાળથી. ૧
પોઢયો પુષ્પ તળાઇની સેજ, મીઠી મોજ માણવા,
સોચે સૂતો ભવાની એજ, આખર ઉંઘ આણવા. ૨
કાચી કાયા ગંધાતી તમામ, અગ્નિમાં બળી જશે,
મળી આખર ધુળની ધુળ, માટીની માટી થશે. ૩
સગાં—વ્હાલાં સબંધી સાથ, વોળાવી જુદાં થશે,
ચિન્તા સળગ્યા પછી સ્મશાન, કાળા કાગ ઉડશે. ૪
પાંચે તત્વમાં પાંચે આ તત્વ,, ભવાની ભળી જશે,
પાપી માણુતણું પરિણામ, મારગમાં કેયમ થશે ! ૫
પાંચ—રૂધીર તણી ભુંડી હાય, ઉતરવાની ખાડીઓ,
વાઘ, વ્યાલ, વીંછીની વિશેષ, આવે ચોકી આડીઓ. ૬
ભુંડાં ડાંચાં વકાશતાં દૈત્ય, ડરામણા આવશે,
તારૂં જોર ભવાની તે પાસ, જરા નહિ ચાલશે. ૭
લોહ સ્તંભ તપાવીને લાલ, બાથોડી ભરાવશે.
કાંટા ગોખરૂ વાડમાં કાળ, ચોપેથી ચલાવશે. ૮
લાખ ખરચી ખડાં કીધાં ખાસ, મંદિર મ્હેલ મ્હાલવા,
આખર ગમશે ભવાની કેમ, જરૂખા છોડી જવા. ૯
પ્રેમી જુદાં મેલી પરદેશ, ગમતું ના જરા જતાં,
હવે ગમશે ભવાની કેમ ? આખરના જુદાં થતાં. ૧૦
માત પિતા અને પરિવાર, આખર નવ આવશે,
પાપ—પુણ્ય ભવાની તમામ, તારા સાથી તે થશે. ૧૧
રોજ ભરતી અને ઓટ થાય, આ ભવ દરિયા વિષે,
જ્યાંથી આવ્યું ભવાની પુર, પાછું જાયે તે દિશે. ૧૨
આખર રાખની રાખ થનાર, જરૂર જીવ જાણજે;
સાંજ, રાત, બપોર, સવાર, મરણને તાબે થજે. ૧૩
માથે મરણ તણો ભય રાખી, રૂડા રટ રામને,
આખર આપ ભવાની તું માન, કુદરતના કામને. ૧૩

કવિ ભવાનીશંકર નરસિંહરામ

---

* સખી આવેલો કારતક માસ કે કંથ સીધાવીઆ. રાગ.

તમો જન્મ ભરના દુઃખી બની ગયાં માંટે મારા દીલમાં જે થાય છે તે ઓછું ! હવે હું ટટાર થઇ છ. મારાં માયાળુ બહેન. હું મારી ઠગાઇ વધુ વખત ચાલું રાખવા માગતી નથી. મારા જેવી કંગાળ ઓરતને કોણ જોશે ? મારા જેવીને કોણ બચાવશે ? તે બધાની હું કાંઇ દરકાર કરતી નથી. હવે જેમ બનશે તેમ આઠ દિવસમાં " ચંદરમીનાર " છોડી જઇશ. અને ટુકડો રોટલી જે રીતે મેળવી શકાશે તે રીતે મેળવી, આ પાપી પેટનો ખાડો પુરવાની હું બન તી તજવીજ કરીશ. તે બધા પહેલાં રોશન બાનુ હું તમારો હજારો હજાર ઉપકાર માનું છ. તમે જો નહિ હતે તો મારૂં આજે શું યતે ?

"અરે નરગીશ, નરગીશ, એ તું શું બકે છ. હું હતી તો તેથી તારા આજે આવા ખુશ હાલ થયા. તુને ને મીનુ મોટાફરામ નેકેટલી દોસ્તી બંધા ઇ છે, તે હું લોકોને જાહેરમાં દેખાડવા માગતી હતી. તેથી તો મેં મારા વરસ ઉપર પાર્ટી આપી. તે દેખાડી. છેલ્લે તેનો રકાસ તારા હાથે કબુલ કરાવવાની હું ગણત્રી કરતી હતી તેવી ગણત્રી જો મેં નહિ કીધી હને તે ખાસ કરી તેને ગાટે જો મેં પાર્ટી આપીજ નહિ હતે તો તું તે દીવસે દાઝતેજ નહિ, અને તારી ખુબસુ- રતી ખોહી બેસનેજ નહી. હું નહિ ધારતી કે મીનુ' તને આવા દાઝેલા ગાત્ર સાથ, પોતાની ધણીયા- ણી બનાવવાની મરદાનગી દેખાડે, જોકે તેથી જો કોઇબી સૌથી વધુ દુઃખી થશે તો તે રોશન મુન- શીજ થશે. એમ ખાત્રીજ માનજે કે તારા મર- ણુની ગણત્રી અને આનંદજ મને આ કંગાળ હાલત ઉપર લાવ્યાં છે. એમ મને બસ લાગ્યા કરેછ, ને તે જન્મભર લાગ્યાજ કરશે. ગમે તે થાય પણ તુને અહિંથી હવે જવા કદી નહી દઉં. તને આ નાકદર દુન્યામાં રખડતી નહી કરૂં; જ્યાં દગલ- બાજી, અને નાસીપાસી આ દુન્યામાં તારા જેવા ઓ માટે છે ત્યાં મરતાંબી હું તને એકલી નહી મેલું. તને એક મારી પોતીકી બહેન ગણી છઉં. રવાનાં મે સોગંદ લીધા છે. તે હું પાળુ તોજ હું ખરી, બહેરામજી મુનશીની બેટી ! " દુઃખથી ગુઘરી ગયલી રોશને ઘણા જુસ્સાથી પોતાનું બોલવું પુરૂં કર્યું.

અરે રોશન મુનશી તું શું તેજ આગલીજ રોશન મુનશી છે? તો આ બધી બધાઇ તને કોણે શીખાડી ? શું એ સઘળું તને દુઃખથીજ ડહાપ- ણ આવ્યું ? ત્યારે તુલસીદાસ કહે છે તો તદન ખરૂંજ છે કે ' અરે સુખ તું તો જળીજ જજે કેમકે તારી હાજરીમાં પરમેશ્વરનું સમરણ કરવાનું તો ભાનજ રહેતું નથી. ઇશ્વર, તને યાદ કરવાને એકજ ચીજ તે બસ દુઃખ છે. "

રોશન કદાચ છ કે આઠ મહિને પણ બિછાનામાંથી ઉઠે કે કેમ તે સમજ પડતું હતું નહિ. તેઓ કલાકો સુધી મળી બેઠી, એક બીજાને દિલાસો દઇ, છુટાં પડયાં.

જ્યારે સાંજે મીનુ મોટાફરામ નરગીશને પેલા દરાખના મંડપ આગળ મળ્યો, કે જ્યાં એકવાર રોશનને મળ્યો હતો, ને તેણીને ખુશ કરવા ઘોડેસ્વારી એ બહારવટે જવાને નક્કી કર્યું હતું, તેજ જગ્યા આજે નરગીશે લીધી હતી. તેણીના ચહેરામાં દુન્યા ભરનું તમામ દુઃખ સમાઇ ગયું હતું. આંખમાના આંસુઓ ગમગોસાર ચહેરા સાથ, તેણી ખુબસુરત લાગવી જોઇએ તેવી લાગતી નહિ, કેમકે ખુબસુરતીનું સત્યાનાશ વાળનાર પેલો કમબખત દાઘ આગળ કરતાં ઓછો તોપણ ઘણો જણાઇ આવે તેવો, તે જગા ઉપર બેસીને, વગર તેડે પરાણે આવીને તે બાપડીની જીંદગી શાંતીનો નાશ કરતો હતો.

તેણીને ટીકગે મીનુ ઉભોજ રહયો. પણ વિચારના વમળમા વીંટલાયલી છોકરી, તેનો સહેજ સંસારો પણ પામી નહિ. અંતે પ્યારથી મીનુએ પોતાના બેઉ હાથો નરગીસના ખભા ઉપર મેલ્યા જ્યાં ખોળામાં માથું મેલી, નરગીસ પડી હતી.

" ઓ મીનોચહેર, હું બીહધી ! " અને

ક મેળવવાની છે? શા માટે વગર વાંકે તું દુઃખી થઇ, મને દુઃખી કરે છે. તારી આ લાંબી સીકનેસ-માં સૌથી વધુ રંજીદા થનાર આ ધરતી ઉપર કોઇ હોય તો તે એકલો હુંજ હતો, તેથી તારા તરફથી કોઇભી સુખની આશા કરતું હોય તો તે એકલો હુંજ કરી શકું. 'કોઇભી,' જો તારા હાથની માગણી કરવાનો હક ધરાવતો હોય, તો તે ફક્ત મનેજ છે. તારા ગાલ ઉપરના દાગ વિષે આપણે તાકી-દથી ઘટતા ઉપાયો લઇશું. વખત અને માવજત બેઉ ચીજો એનો નીકાલ લાવી શકશે. મારી વહાલી મારાં આલીફુઇ અમરીતસરથી તાંઇ તાંઇ તાંઇ કરી કાગળો લખ્યાજ કરેછે કે મારે પર-ણવું. એવણેભી મારે માટે અડધો ડઝન છોકરીઓ શોધી રાખી છે. પણ મારી પસંદગીની સામે એવણને કશો વાંધો નથી; જો કે મારા બાવાજીનું મને કાંઇ કમી નથી મળ્યું પણ આલીફુઇનો એકલો વારસ હુંજ છું. તેથી મારી પંસદ કીધેલી સ્ત્રી એવણની પણ પસંદગી પામવીજ જોઇએ. જો તેમ હોય તોજ મને આલી ફુઇનો વારસો મળે. ઘડીભર ધાર મારી ગોતી, કે આ ડાઘ જોઇ, તેવણનું ટીચકું ચઢી ભી જાય, તો હું મ ડેવીલ કેર ફોર આલીફુઇ ?' ને મીનુએ જરા પણ સુંગાયા વગર તેજ ગાલ ઉપર કીસ કીધી.

નગુ શું જવાબ દે? તકરાર કરવાનો તે વખત નહિં હતો. પોતે કરેલો ઠરાવ બરફ માફક પીગળી ગયલો છે એમ તેણીએ જાણ્યું નહિ. ચુપચુપ મીનુની કમર આસપાસ પોતાના હાથો લપેટ્યા —તેના પહોળા માથા ઉપર તેણીનું માથું ટેકવાં પડી. અલબત્તા તે આસુઓ ગમગીનો બેગાં ખુશાલીનાં હતાં.

નગુએ પોતાના ડાબા હાથમાં આલી પહેરેલી હીરાની વીંટીને એકી ટગરે ટીંકયા કર્યું.

## પ્રકરણ ૨૪ મું.

## એક નાસાગોસાનો દાવ.

"આવો ફુઇજી, આવો યુ ડીઅર આન્ટી, વેલકમ" મીનુ મોટાફરામ ખડખડ હસી, એક સપાટે એક ફસ્ટ ક્લાસનું કંપાર્ટમેંટ ખોલી નાખતાં, લાહોરનાં સ્ટેશન ઉપર ધણુખર કરી મેલી. તેણે અંદર જઇ, પોતાના દોઢીખાવાળા આલી ફુઇને કાઢી કીધી. મીનુ જો કે પૈસાને ઠોકરે મારનાર હતો, તેવણ એક લુખરી-બારસ ફુઇને આટલોજ ગરમ આવકાર આંપતે કે નહિ; તે તો ભગવાન જાણે.

"મરૂં મારો દીકરો, ઓજીઓ એટલો હાલહવાલ શાએ થઇ ગયો ? ટાંટીયો ઠેરવીને ઘેરમાં રહેજ નહિની, ને રાતદહારો વહીતું સાથે લાગુ. કોઇ હાથનું ધરતું અનીખ હોય તો તારી સંભાળ લે કની ? લે ચાલો આપરે, આજે તમારા મીસીસને જોવા આયાછ, મને આગ જેવી ઘરડી ડોસીને જોઇ, તમારાં મડમતાં નાકનું ટીચકું ચઢી તો નહી જાય કે ! આ કોણ જાણે હમણાની દુકતીઓને કંઇ પુછવું નહિ પડે." તેવણે ત્રેનમાંથી ઉતરતાંજ મોંટા મોટા સાદે વાત કરી, સારા ગામને જણાવી દીધું કે, આજે તેવણ મીનુ માટે નકી કરેલી મહેર-દારને જોવા છેક અમરીતસરથી આવ્યાં હતા.

આલીફુઇ પોરીઆં તોરીઆં વગરનાં હતા. તેવણના ધણી ચીનમાં ખુબ દોડીઆં કમાઇ માર્ગે લાગ્યાં હતાં, અને ધણીઆણીને લાખોના માલેક કરી ગયા હતા. એટલે દુન્યામાં બેટા, બેટીની જગ્યા સોનું, રૂપું લઇ શકે છે, ને છોકરાં વગર પણ કાંઇ ખાસ હાડમારી પડતી નથી. એમ આલી ફુઇનો દાખલો સાબેત કરતું હતું. તેવણ સાથ તેવણના એક આગલા બાવરચી, જેવણ પણ શેઠ સાથ ચીન જઇ આવ્યા હતા, તેવણના દીકરાનાં દીકરી છીલઇ પણ બાઇની હાજરીમાં

ગાલ ઉપરના રતાશથી ખુલ્લી દીસ્તી. તાંણી તનડાવીને બાંધેલું દાબડા જેવું માથુબાતું તેવણના મેં ઉપરના સઘળા કરતા દેખાવમાં ઘણો વધારો કરતું. એક ઓલ્ડ ફેશનનાં મોટાં માયને લાયકનો સઘળો દેખાવ તેવણનો હતો. પણ શરીર ઉપર જેબી કાંઇ હતું તે ઘણું મોઘું ને કીમતીજ હતું આંગલામાંની હીરાની વીંટીઓ ખુબ ચમકારા મારતી, અને ગળાંમાં ઘણીજ જુણી, લાંબી ચીનાઇ સાંકળી પહેરી તેની અંદર ચમ બોક્સની ચાવી સલામતીને ખાતર ભેરવી હતી. તેથી અવાર નવાર તે કુંચી ઉપર તેવણની નજર જયાજ કરતી હતી.

શરીરમાની સાડી એક દાણાનો ઘાટ, નાંખી દેતાં સવાસો રૂપ્યાનો હતો તે મોજા વગરના ગોરા દુધ જેવા પગ, આટલા બધા બુઢાપા છતાં હજી તળ્યાંમાંથી ગુલાબી કલરના હતા.

પણ આલી ફુઇ મરેરે એમના એમ ! મુવાં મીજાજમાં ભરી રહયાં. તેવણના માત પીતા ભીખાઇ, તથા મીનુના બાવા ખરશેદજી, અને આપણો મીનુ જેઓ સઘળાં ખરેખર ખુબસુરતજ હતાં તેથી તેવણુ જોઇએ તે કરતાં વધુ મગરૂર રહેતાં. પોતાના ખાનદાનની મોટાઇ કોઇ પુછે નહી તોપણુ પોતાને મોઢે કરતાં. તે ખાનદાનમાં ઉતરી આવેલી ખુબસુરતીના કારણમાં ખાસ ખુદાઇ નવાજેશ તેવણ માનતાં. વડાઇ લઇ લઇ, પોતાના વડવાઓને ઘણીની મોટી ઓઇલ પેંટીગો સગાંઓ સૌને દેખાડી, સરકાર દરબારથી તેઓને કેમ નવાજવામાં આવ્યા હતા તેની વાત તેવણુ એકાંતેરમી વખત એકના એક માણસ આગળ કરતાં જરા અચકતાં નહી. પોતાના ખાનદાનમાં રંગરૂપમાં "સમજવા જેવી" ને વહુ તરીકે લેવાને તદનજ વીરૂધ્ધમાં હતા. પોતાને ત્યાં તો ફરજંદ હતાં નહી, એટલે સત્તા ચલાવવાને અવારનવાર મીનુને ત્યાં આવતાં. આ વખત મીનુની બાઇરીની પરીક્ષા લેવાને આવ્યાં હતાં, જેમા મુખ્ય સવાલ તેણીની ખુબસુરતીને લગતોજ સમાઇ જતો હતો પોતાના કુટુંબની છોકરીઓને કદીબી, દારૂવાળા, કે તાડીવાળા, સુથાર, કે મીસ્રી ખાનદાનમાં જતી જોઇ તેઓ ઠુંપી નાખતાં. તેવણુ બબાલતાં "ઓ નારે માય આપરી જાત ઘુન્યાદ જોઇએ કે જોઇએજ નહિ" ઠીગરૂ ઠીંગરૂ ને દાંદીએ દાંદીઉ" મલે તોજ દીકરીઓનું કાજ કરીએ નહિતો દીકરીઓ કંઇ ભારી પરેછ કે ? બલા લેતી પરીને ખાયા કરશે. દીકરીઓ તો આજે દીકરાઓને તોલની માય. એ તેવણુની એક ફિલસુફી હતી. કોઇ બી દિવસ તેવણુનો બોલ નીચો પડતો નહિ એવો તે માલેતોજાર પઇસાની રેલછેલમાં આખો જન્મ પસાર કરનારા પોતાનો કક્કો ખરો કરનાર હઠ લાખના બાનુ, આજે મીનુની અદરાયલી મણીઆણી કેવી છે તે તપાસી તેમાં જો તે પસાર થાય તો, મીનુ જે ચીચોડાવાળો તો હતોજ તેમાં વધુ ચીકાશદાર કરવાને તેવણુ અમરીતસરથી લાહોર થ સડાઇ આવ્યાં હતાં. મીનુએ એક કાગજમાં ઘણોજ સહેજ ઇસારો "મને બને તેમ જલદી એક ગમ મારે અદરાવાનો વિચાર છે" કરી કરતાંજ બીજે દિવસે તાર કરી, તેવણુ નીકળી પડયા.

મીનુએ જયારે સઘળો ખુલાસો નરગીશ તબાકથી જાણ્યો ત્યારે એક બીનતજારી કરી માંગી લીધું કે પરવીશ કાંગાના અજાણ્યા નામ કરતાં નરગીશ તબાક નામમાં તેને વધુ મીઠાશ જણાય છે, માટે તેને પોતાનું આગલું નામ ધારણ કરવાની જરૂર હતી નહિ. સવને જે વાત સાથ કાંઇ સ્નાન સુતક નહિ તે વાત નરગીશ તબાક નામ ફેરવતાં ઉઘાડી પડશે, જેમ કરવાનું કાંઇ કારણ હતું નહિ. તેથી મીનુ, તે નાવા રસ છોકરી સાથ અદરાવા પછી તેને નરગીશનાજ નામથીજ બોલાવતો હતો.

નરગીનું મોહું જોપવા લાયકનું હતું. તેની જાગે બલ્કે "દોરાંગજી બાટલીવાલા" કહ્યું હતા પણ તેની મદદે તુરત મીનુ હાજર હતો.

"કુહજી, એના કોઇ સગાંઓને એ બિચારી ઓળખતી નથી. એના માબાપ એને નાની મુકી મરી ગયલાં તેથી એ કુટુંબ કબીલાની વાત થી અજાણ્યુ છે"

"એમ કે મરે! આવડી મોટી છોકરીને એ ટલું ખબર નહિ? આજને કાલતો છોકરીઓ ને છોકરાંઓ "ઇંડીઆ" ની "હીસટરી" શીખે, "પર્શીઆ" ની "હીસતરી" શીખે, ને વેલાતની "હીસતરી" (હીસ્ટ્રી) શીખે પણ મુઇ પોતીકી આલઓલાદ નીજ "હીસટરી" ખબર નહિ. હોય આ હોય. આજના એ બધા ઢંગજ તો. અને તેવણનું ધ્યાન નરગીશના સાડીના કલર પર પડ્યું.

"મરે નરગેશ પેલો "હીસકાઇ બલુ" કલર કહે છ, તે એજ કે?"

"નહિજી. એતો "સી ગ્રીન" છે"

"ઓ પણ ચપોરે એ "સીગીરીનને" કાં સેકો તાણોછ. "ઓ માઇ" નરગેશ મરે આએ તારા ગાલની "હીસકીત" ઉપર આવરો મોટો "હીસપોટ" શાનો? ઓ દાઇ જલદી બોલો રે. એતો કોહર છે, રખેને ઉડે સુડે. મારી આંખને છી આવે, તે મને કંઇ કયારનું જણાયું નહિ" અને તેવણે ઘણું ગોધીઆરું જેમ એક ચૌદ વરસની છોકરી, એક ઉડતી કંસારી જોઇ, પોતાના બન્ને કાનો જોરથી દાબી દબાઇ ચંપાઇ કેધે બેસી જાય છે તેવાં સઘળાં નખરાં તેવણે કરી દેખાડયાં. તે બળેલી ચામડી જે વખત, સંભાળ, માવજત, અને નરગીશના તનદરસ્ત લોહીની અસરથી હવે ફકત ઝાંખા દાઘમાંજ આવી અટકેલી હતી. તે માટે જાણે તેવણેજ નરગેશ સાથ પરણનાર હોય તેટલો કમ-કમાટ દેખાડયો. જે સઘળું જોઇ, મીનુનું મન તેવણને ઉંચકી બારીએથી ફેંકી દેવાનું થયું— તેણે એક બરાડ મેલી—

"બસ કરો આલીફુઇ, તમારી બકબક બંધ કરો, આવી ધાતકી રીતે ટીકા કરવાનો તમુને કંઇ હક નથી."

"ત્યારે શું તું આવી કોહડવાલી બૈરી લાવે, તે શું બેસીને જોયા કરૂં? મારા પૈસા આવી વાઇફ લાગ્યા પછી તુને બાકી વાપરવાનો હક છે કે? જા, જા, છોકરા જરા ખોપ ઉંગારી રાખીને ફર. કોઇની હશે કે કોથી દીવો લઇને બૈરી લઇ આવ્યો. હું એ છોકરી સાથ તુને પરણવાની "રેકોમન" નહિ કરૂં. હું તુને સાફ કેહુંછ કે આવી કહરપી બૈરી સાથ જો તું પરણે, તેને આપરાં મોટા ફરાબેના ખાનદાનમાં જો દાખલ કરે, આપણી ખુબસુરત આલઓલાદમાં તેથી તું કોહર જેવું બીહામણું "દીઝીઝ" તું ઘુસારે તો એવી નેકી ને ખુબી કર્યા પછી, તું જો તારી ફુઇનો વારસ થવા માંગતો હોય તો નારે બા, તે કંઇ બને નહિ. હું તો મારૂં જરાકે જરાક રોકર, ને "પ્રોપરેટી" બધું ધરમ ખાતે આપી જંઇસ."

મીનુએ ગુસ્સાથી જમીન ઉપર પગ અફાળી નાખ્યો, ને હાથની મુકી જોરથી ટેબલ પર મારી, હાથ ચમંચમાતી મેલ્યો. "મુગાં રહો, એકદમ મુગાં રહો, તમુને મેં એકથી એક હજાર વખત કહ્યું કે, તમારા પૈસા મને જોઇતા નથી. ગમે એવી મુશ્કેલી છતાં હું મારી નરગીને કદી છોડી નહિં દઉં તો પણ મારી વહાલી સામે તેજ પીકન કરી, તમોએ એને ઘણું અપમાન કર્યું છે. તમારૂં મત મારી નરગીની ખુબસુરતી વિષે કોણે માગે છે! મારા મોં ઉપર એની વિરૂધ્ધમાં એક શબ્દથી બોલાય તે હું સાંખુ નહિ. તમો નરગેશની સામે એક પણ રીમાર્ક પસાર કરશો નહિ એવું મને જણું કહયું; ને કસુબ થયાં છતાં એ ગરીબ છોકરીને વગર વાંકે કેટલું અપમાન! તમારી

# પારસી બાનુ લુપીન !

## ( ચીત્રો સાથે. )

ડીટેકટીવ મીસ ગન્ડેરીને તોબાહની તાલી પડાવનાર
અને તુટેલા દાંતમાં ફાટેલું ખાસડું પકડાવનાર
ડબરડીંગ શાહુચોર.



(આ રસીલી વાર્તાના આગલા બે હફતા મે તથા જુન
'ગુલશન' માં પ્રગટ થઇ ગયા છે.)



લખનાર—સસ્સેકા તીન પાંછ.

---

## સ્હેજ ખોલાસો.

(ખુદા જાણે શા કાજ, પણ ડીટેકટીવ વારતાઓને નામે મને ધધરીને તાપ આવતી. જેબી કોઇચોપાન્યામાં હું ડીટેકટીવ વારતા છપાયલી જોતો તો મ્હોડું કુમલાવીને બે પાંચ પાનાં સામટાં ફેરવી નાખંવામાં દહાપણ વીચારતો. અલબત એ નાપસંદગી માંથી 'ગુલશન' પણ કાંઈ છટકવા પામ્યું નહીં મી૦ ભાગલાઓની કલમ માટે મને મોહોની છે ખરી પણ ભલાં આદમી જ્યરે લુપીન (ખરો ઉચ્ચાર લુપેં)નું દાસ્તાન માંડી બેસે છે ત્યારે જરાકાંચું મોચડાવાનું કારણ થઈ પડે છે. કદાચ એમ હોય કે દરેક ડીટેકટીવ વારતામાં હંબગ જેવા બનાવોનું તત્વ વધારે આવતું હોવાથી મારી

એ બાબદનો અતી તીક્ષણ લાગણી ઉપર તેની મહા બુરી અસર થતી હોય ગમે તે હો, પણ એટલું તો ખરૂં કે ચાલુ જમાનાની એ તમારા ડીટેકટીવ વારતાઓ ઉપર બને એટલો ટકોરખોંચ (Parody) ચલાવવાનું મન હું કેમે કરી મારી રાકયો નથી. મુંબઈનાં "ગપ-સપ" મધે વારંવાર મેં એવા પેરડીની એક અંકી વારતાઓ રજુ કીધા હતી જેમાં અસલ લખાણ ઉપર કરેલી હાસ્યરસ ટીકા લોક પસંદગી પામતી જણાતી હોવાથી તેવીજ રીતે મો૦ લાગલીઆના શાહુકાર લુપીન માટે પણ તેવીજ કીસમનું વાંચણ એકાદ અંકી રકેયમાં પુરૂં પાડવાનો લોભ હું થોભાવી રાકયો નહીં. પરીણામમાં એક દીવસ નવરો બેસી "પારસી બાનુ લુપીન" ઉપજાવી કહાડી. અલબંત, આ ખોલાસા ઉપરથી મીય. વાંચક, તમો જોશો કે મારો મુળ હેતુ એ બાબદને એકજ અંકમાં જાહેરાત આપવાનો હતો; પણ મી૦ લાગલીઆની સખાવત ઉપરથી મેં તેને રહેજ લંબાવીને બીજા અંક માટે કેટલુંક વધુ હુંબગ લખી મોકલ્યું. બાદ મારી કેટલીએક અંગત આફતોના સબબે હું મુગો રહયો પણ હવે વળી મી૦ લાગલીઆની ફરમાસથી મેં કલમ ઉપાડી છે અને એજ "પારસી બાનુ લુપીન"નાં સદંતર કલ્પીત સાહસકાર્યો ટકોરબાજીની ખરી પીછાણ કરનાર તમો જેવાં સુજ્ઞ વાંચકો સમક્ષ જાહેર કરવાની હામ ભીડું છું. એક ચાલુ બનતા ગંભીર બનાવનું રમુજી સ્વરૂપ ચીતારેલું જેઓ જાણી-પીછાણી શકે છે તેવાં વાંચનારાંઓને, મારી ખાતરી છે કે આ કલ્પીત કથામાંથી રમુજનો સારો ખોરાક મળી શકશે, બાકી જેઓને મ્હોડું ઉંચું રાખીને સાર અન્નાડો જેવું ડાચું કરી વાંચવાના તબેહ હશે તેઓ માટે "પારસી બાનુ લુપીન" એક કંટાળા ભરેલો કથો પુરવાર થશે.

( જેમાં એક ભેદ ભરેલા તારનું આવી પુગવું અને પેલા અજબ જેવા પારસી છોકરાનાં નામનું રમલથી પકડાવું થાય છે। વાંચીને અજબ થાવો।। )

આપણે છેલ્લા અંકમાં જોઇ આવ્યાં તેમ પેલી શાહુચોર પારસી બાનુ સૅન્ડો ઉરફે પારસી બાનુ લુપીનં યાને મીસ ચાંદન કૅાકટ પોતાની મમાઇ સાસુ—અરે નહીં રે, 'મીસ' ની મમાઇ સાસુ કયાથી હોય જો ? તેવણુની કાકાની દીકરી ની મમાઇ સાસુના બંધેવીના બુચાને લઇને ઘાટ કુપર જઇ પુગ્યાં હતા.

હવે અંદેરી ખાતેનાં પારસી બાનુ ડીટેક-ટીવ મીસ સુના ગંદેરીને તેજ સમયે એક ભેદી તાર મલ્યો જે તમારા જેવાં, લોકની પંચાતીમાં નાખ ખોસવાનો અભખરો ધરાવ-નારાં, વાંચનારાંઓના ચતપટયા જીવને રાહત આપવા કાજે હમાં સદાબરો ટપકાવી લઉં છું.

**ભેદી તારની આકૃતી.**

| WUX PRUM 1⅓ LY<br>BHUM GONE PILLAI<br>3047 KOLA CHIMPAN. |
|---|

અલબંત, મીસ ગંડેરી તુરત પામી ગયાં કે તે પંચાળ ઓરત મીસ કોકટે ઘાટકોપર જવા-માં એક બાહોશ મેમબર ઑફ પાલીઆમેન્ટના જેવી કાબેલયત વાપરી હતી. ઘાટકોપરમાં તે વખતે તાડીનો બહાર પુર જોરમાં પ્રકાશી નીકલ્યો હતો અને મીસ ગંડેરીએ ચાંદણુનો ચહેરો જોતાંજ પારખી કહાડેલું કે તેવણુને કરીજી બુકકા ખાવાના ભારી શોખના સબબે રેતીનો મારજ લાગુ પડેલો હતો અને વળી મીસ ગંડેરીએ બેને બે ચાર બનાવતાં ઝટ પારખી કહાડયું, કે રેતીના મરેજ પર ચહડાઉ તાડીનો દલાજ અકસીર હોવાથી તે કરવા આરેજ પેલી લુપીનની સાળી ત્યાં ધસડાઇ ગઇ હતી.

અને હતું બી તેમજ.

એકજ ચીજ જરા ગળામાં ખટકતી હતી.

પેલો છોકરો!

પેલો ભેદી છોકરો।

પેલો અદભુત છોકરો।

મીસ ચાંદણુ કોકટના કાકાજીની દીકરીનાં મમાઇ સાસુજીના બંધેવીજીના બુચાજીને પોતા-ની સાથે લસડી જવામાં શો લાભ હશે ? કંઇબી હશેજ ત્યારે કેની? નહીં તો કોઇ અમથા ટીકી-ટના પૈસા શું કામ બીગાડે ભલા ?

સુના ગંડેરીએ તુરત તાર કરીને એક રમલ ફેંકનારને તેડાવી મંગાવ્યો અને તેને અજબ જેવી રીતે સીસામાં ઉતારીને પુછયું કે મીસ ચાંદણુ કોકટ સાથે ઘાટકોપર ગયલા છોકરાનું નામ શું હશે. સુનાએ જોયું કે તે છોકરાનું જો નામ મળે તો પછી પેલાં પીત્તાંઇ ગયલાં "૧૮૫૭" નો પતો મેળવવામાં ઘણીક સહેલાઇ થઇ પડે.

પેલા રમલ્યાજી એ પોતાની ભાશામાં કાંઇક બંદગી કીધી અને ત્રણ વાર ત્રણ પાસા નાખ્યા જેની બરકતથી માલમ પડયું કે—પણ સબર, શું માલમ પડયું અને કેમ પડયું તેની આપણે આકૃતી વાર તપાસ લઇશું

**પહેલા રમલની આકૃતી.**



**બીજા રમલની આકૃતી.**



### ત્રીજા રમલની આકૃતી.



### પહેલા રમલની આકૃતીનો બીજો ભેદ,



### બીજા રમલની આકૃતીનો બીજો ભેદ.



### ત્રીજા રમલની આકૃતીનો બીજો ભેદ.



એ બારા રીંમલ ભેદ અને પ્રથમ ભેદની ભેગી રચના વડે તે રમલ ફેંકનારે પારખી કઢાડયું, કે પેલા ચોરીઆનું ખરેખરું નામ નીચે મુજબ હતું.

### ચોરી નામની આકૃતી.

<table>
<tr><td colspan="2">જાં</td><td colspan="2">શી</td><td colspan="2">ર</td><td colspan="2">જી</td></tr>
<tr><td>૨</td><td>૧</td><td>૧૨</td><td>૨</td><td>૧૨</td><td>૩</td><td>૧૩</td><td>૪</td></tr>
</table>

મંજુર કરો, હમ તુમારા રીધકા પૈસા લાવતા હય." અને તેણીએ અંદરના ઓરડામાં જઈ લાલા કપુરચંદને બતાવેલી ગંજાવર તીજોરી ઉઘાડી અંદરથી એક મોટો ટેલો કહાડી લાવ્યાં.

તે રમલ ફેંકનારને મીસ ગેડેરીએ બે દોઢડયાં ફીનાં અને એક દોઢડયું બક્ષીસ તરીકે આપ્યું. શેઠ જેહાંગીરજી મરજબાન પોતાના યુરોપના પ્રવાસમાં લખનાં સઘળા આપે છે કે ત્યાંનાં ગંજાવર હોટલોમાં બીલ ઉપર દશ ટકા જેટલી ટીપસ આપવાની ભસ થઈ પડે છે ત્યારે તે પ્રમાણમાં લેતાં આપણી મીસ ગેડેરી સખાવતે કેવી બહાદુર હતી તે ગણી લ્યો. બે પૈસાની મેહનત પર એક પૈસો ટીપ! પચાસ ટકાનું પ્રમાણ! આવો, પારસી ભાનુ હીરેકરીન!

તે રમલ ફેંકનાર તો આવી ઉત્તમ કદર સલાનાથી જેતાજ બસ પરદેશમાં ફેંટ મારી ગયો અને પછી ધીરેથી ઉઠી ત્યાંથી ગાયબ થઈ ગયો.

મરૂં !" એટલું મનસે વમાસીને ડીટેકટીવ મીસ ગંડેરીએ જાંગીરજીમાંનો ૧ાા અને ૨ વાળો અક્ષર "ગી" નીચે પ્રમાણે તોડી નાંખ્યો

"ગી" ના ટુકડાની આકૃતી.

| | | | |
|---|---|---|---|
| ɔ | ı | ^ | ı |

[ઉપલી આકૃતીની સમજણ આપતાં "એન સાઇકલોપીડીઆ ઑફ ગ્રીક માઇથોલોજી" માં ડા૦ આદરજી ઘાસલેટ લખે છે કે, "અસલના વારામાં "ગી" ના ચાર ભાગ કરવામાં આવતા હતા. ભાગ પહેલ્લામાં "ગ" નો અરધો ભાગ "ɔ" આવતો. ભાગ બીજામાં તેજ "ગ" નો છેડેનો અરધો ભાગ "ı" આવતો. ભાગ ત્રીજામાં "ગી" ને માટે વપડાયલી "ી" નો ઉપલો અરધો ભાગ "^" આવતો અને ઉલ્મે ચોથા ભાગમાં તેજ "ી" નો હેઠળનો અરધો ભાગ "ı" આવતો હતો. એ ચારે ભાંગના જુદાં જુદા ઉપયોગો કેમ થતા તે પ્રોફેસર પાહુલણજી પડેશ કૃત "સેતાનો અને જીંગા માછલી વચેનો સબંધ." નામની વીદ્વતા ભરેલી કેતાબને છરસો સવા સતાવણ મે પાને દરશાવવામાં આવ્યું છેજી."]

હવે આપણાં બાહોશ ડીટેકટીવ મીસ ગંડેરીએ એજ "ગી" ના પહેલ્લા બે ભાગ જોરથી પકડી લીધા જે વડે તેવણના હાથમાં એક સંપુર્ણ "ગ" સપડાયો. જાંગીરજીનો એ ગ અને પેલા બેદી તારમાંનો ૧ાા કેટલા મળતા આવતા હતા તે તેવણે ચુંચી આંખે જોઇ લીધું. તમે બી જરા ચુંચીજ આંખે જોશો તો ઝટ જણાશે કે "બેદી નામની આકૃતી" માંએ "ગી" અક્ષર ૧ાા અને ૨ ની વચ્ચે વહેંચાઇ ગયલો છે. એટલે ૧ાા મે નંબરે "ગ" અને બીજે નંબરે "ી" એમ તે "ગી" ના ચાર ભાગ વહેંચાઇ ગયલા હતા. તમે સમજ્યાં કેની? શું સમજ્યા? કપાલ તો નહીં કેની?

"શાંડ! જાણે નકરૂં O. K.! હવે તમારે છે તે એ "ગ" ની આગળ પેલો "LY" મુકો તો શું થયું? હત! બોકડ શેક એટલું બી નહીં સમજી જતાં! તે તારમાંના ૧ાા L Y નો બરમ એમ કે જાંગીરજી પારસી બાનુ લુપીન પેલું "૧૮૫૭" વાળું પેન્ટીંગ લઇને જે ઘાટકોપર નહાસી ગયલાં તેવણ કોઇક "ગલી" માં જઇને ભરાઇ બેઠાં હતાં! પણ કેઇ ગલી? તેજ હવે આપરે સોધવા મંડી જઇએ, કં? કહાં છે ઓરીક આસીક? તે જરા ટીંકચર ઑફ કૅપસીકૅમ લાવો. આલો હવે એ આપ્યા. બેદી તારનું કેમીકલ એનાલાઇ-ઝીંગ કામ ચાલુ કર્યે. બેસો, માય." એટલું બોલતાંજ તે બાહોશ બાનુ ડીટેકટીવે પોતાની સાડી પર એક એપ્રન બાંધ્યું, અને વન, ટુ, થ્રી બોલતાંજ કે તે બેદી કાગજ હાથમાં પકડી પોતાની ઑફીસની બારીએથી નીચે ઉભેલી મોટરમાં આબાદ કુદકો મારયો.

"શફર! એકદમ ઘાટકોપર!"

તે કાર તુરત ઉપડી અને પોતાના નાજુક બોજા સાથે, ધસારા મારતી કે ઘાટકોપરના રસ્તા તરફ દોડી—ઉઠી!

તેજ ઘડીએ, તે ડીટેકટીવની રોલ્સ રૉયસ કારની પાછળથી પેલી ગંજાવર બાંસની બાનુ ડફાવગીર મીસ સાંઠણુ કૉફટ ઉરફે લુપીન બહાર આવી! તેવણીની બગલમાં પેલું "૧૮૫૭" નું કેનવાસ હતું!

[હવે આવતા અંકમાં આપણાં બાનુ ડીટેકટીવ મીસ ગંડેરી ઘાટકોપરમાં શું કરે છે તે જોઇશું! પેલાં પેનટીંગમાનો ડાકોટીવો ક્યાં ઉડી ગયો તેનો ભેદ જાણવા તમારા કાનની બાલી પકડીને તૈયાર રહેજો. ખબરદાર! હોશીઆર!!]

જૉન કલાકેક થયાં મારી સાથે મારે ત્યાં આવ્યો હતો અને હમો બંન્ને મજાહથી હમારાં ટાંડેલાં ચલાવતા હતા જેમાં મારી રેકીંગ ચેરપર હીંચળાં ખાતી ટાંપસી પુરતી હતી.

'વાત એમ છે, જેક, અને તેથીજ તેની વિગતો મેં પેપરોમાં પ્રગટ થતાં અટકાવી છે' જોને ખોલાસો કરતાં જણાવ્યું. 'જેવી મને ખબર પડીકે હું ડીટેકટીવ ખાતાંના વડાને મલ્યો મેં તેના મારા વિચારો સમજાવ્યા. તુરત મારી ઇચ્છા કબુલ રાખી તેણે પેપરોમાં કશું એ ન થાય એવા ધરતા હુકમ ફરમાવ્યા. છૂપી રીતે કામ કરીશું ને કશી ચાવા ચીરી થવા ન દઇશું તો મારી ખાતરી છે કે આપણે આ વિગતનો ભેદ જાણીશું'

'બાબા, પેપરમાં જે થોડું ઘણું આવ્યું છે તે સિવાય હું તો બીજું કશું એ જાણતો નથી' મેં જણાવ્યું.

'જૉની તેં મને પણ બધું કહ્યું નથી' મારી એ હસીને ટાહુંકો મુકયો કે જૉન હસીને કબુલ થયો.

'વિગત ઝાઝી રસકસ ભરી નથી, મારા જાન. ગયા ગુરૂવારે બપોરે ૪. ૫૧ કલાકે ઉપડતી ટ્રેન ગીલ્ડફોર્ડ સ્ટેશન પરથી ઉપડી વોકસ હોલ ખાતે આવી ઉભી ત્યારે ત્યાં ટીકીટ તપાસતાં ઈન્સપેકટરને થર્ડ કલાસમાંથી એક આબરૂદાર દેખાવના અર્ધ અઢાર ઉમરના માણસને બપાનક હાલતમાં મરવા પડેલો માલુમ પડી આવ્યો. તુરત પોલીસને બોલાવવામાં આવી ને તે બેભાનને સેંટ ટોમસ હોસપીટલમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તપાસતાં જણાયું કે કોઈએ પીસ્તોલ કે જાડી ડાંગથી તેનાં માથાં પર સજ્જડ ફટકો મારી તેનું માથું ફોડી નાખ્યું હતું. જમણી આંખ પર મોટો જખમ પડયો હતો તથા ડાબો ગાલ ચીરાઈ ગયો હતો. તે માણસ બેભાન હતો અને હજી પણ હુસ્યારીમાં આવ્યો નથી. ડાકટરો લગાર શકમંદ થવા લાગ્યા છે અને માને છે કે તે ભાગ્યેજ હુસ્યાર થશે અને જો જાગ્રત થશે તો તેનું ભેજું ચક્રભમ થઇ રહેશે. ખરી રીતે જોતાં તે હવે સ્થિર મનનો રહેશેજ નહિ.'

'હાય રે!' મારી દયા ખાતી પટપટી.

'હાં, બીચારાંને ત્રાસદાયક મારવામાં આવ્યો છે. ધારવા મુજબ તેનું ખુન કરવાની નેમ હતી. તેની ઓળખ પરથી તે બોર્ડ સ્ટ્રીટમાં હજામની દુકાને કામ કરતા જર્મન નોકર મોકસ સ્ટેનહીમ તરીકે ઓળખાયો છે. બે મહીના થયાં તે પોતાની નોકરી પરથી ગુમ થઇ ગયો હતો તે આગળ હાર્જવીન ઓટમાં રહેતો હતો. ઘરવાળીનું ભાડું ચડી ગયલું હતું ને લાબાજી પલાયનમઃ કરી ગયલા હોવાથી બાઇએ પોલીસમાં ફરીયાદ નોંધાવી હતી. પોલીસની ફરમાસથી તે બાઇએજ તે બીમારને ઓળખાવ્યો હતો.

'આટલી હકીકત તો પેપરોમાં પણ છે' મેં જણાવ્યું.—

'વાજબી. પણ મારી તપાસમાં તેથી કાંઇક અધીક જણાતાં આપણ બંન્નેને તે બાબદ ભેજું કસવાની જરૂર પડશે એમ મને લાગે છે' જૉને સમજાવ્યું 'ગાડી વોટરલુના સ્ટેશન પર આવતાં આગગાડીનો તે ડબ્બો કે જ્યાં મારામારી થયલી જણાતી હતી. ત્યાં શોધ કરતાં એક નાના ડુચામાં વાળી દઇ ખુણામાં ખોસેલું કાગળ મળી આવ્યું હતું. તે પર પરદેશી ભાષામાં ત્રાપેલેટ સાહીથી કાંઇક લખવામાં આવ્યું હતું. મહા મેહનતે તે લેખ ઉકેલવામાં આવ્યો હતો. તેની નકલ હું કરી લાવ્યો છું તે આ રહી.' એમ કહી જૉને મને અને મારીને તે કાગળ બતાવ્યું:

જે. ૧૧૮૬૪ ... ૧૯૫૦૫

ક્રીગ્સ કલીફ

૧૨. ૧૫ ટ્રેન સેંટ પાન ક્રોસ

કાંઈ કારણને સબબે ઍશર આગળથી એક મા-લ ડુર ટ્રેન સાત મીનિટ થોભાવવામાં આવી હતી – બનવા જોગ છે કે તે અરસામાં કોઈ પાસેના ડબ્બામાંથી નીકળી તેના ડબ્બામાં ગયું હોય.'

'ત્યારે તારાં મત મુજબ તે બેઠી હુમલો કરનાર આ જર્મનને ગરદા પેચ કરી પોતાના ડબ્બામાં પાછો જઈ વેકર્સ હોલ આગે ગુપચુપ ઉતરી ગયો હોય?' મેં પૂછ્યું.

'હા, હું તો ધારું છું – એશર સ્ટેશન આગળ ગાડી થોભાવવાનું કારણ ડ્રાઈવરને પૂછતાં જણાયું હતું કે સીગનલ મળી ન હતી.'

'ત્યારે આ બીમાર કાંઈ હકીકત જણાવે તેવી હાલતમાં મુદ્દલ નથી કે?'

'હું નહિ ધારતો કે તે તેવી હાલતમાં હોય તો એ કાંઈ પણ ખોલાસો કરે' જૉન ગંભીર થતો બોલ્યો 'મારાં અનુમાનો જો વાજબી ઠરે તો આ બાબદમાં ઝાઝી ચુને ચરા નહિ કરવામાં તેને પોતાનેજ લાભ છે.'

'તેનું કારણ તું જાણે છે?' મેં કાંઈક ઉલટ પકડતાં સુચક સવાલ કર્યો.

'જરા સાંભળ. આ બીમારના ગુમ થવા પછી એક અઠવાડીએ તેની ધરવાળીને તેના તરફથી કાગળ મળ્યો હતો તેમાં પાછો આવી હીસાબ ચુકતે કરવાની કબુલાત આપવામાં આવી હતી. તે કાગળ પર ઇસેક્સમાં આવેલાં ગામનો છાપ હતો. તે કાગળ આ રહ્યું.'

હવે તેણે તેની નકલ વાંચી

'વહાલાં ખીરીસ ઓવન,'

હાલમાં હું એક અગત્યના કામમાં રોકાયેલો છું પણ દશ દિવસ પછી પાછો ફરીશ ત્યારે તમારો આંકડો રોકડે પાઈએ વ્યાજ સીકકે ચુકવીશ. મારી પાછળ ધાંધળ કરશો નહિ. આ કાગળ વાંચીને બાળી નાંખજો.

તમારો વિશ્વાસુ,
મેકસ સ્ટેનહીમ

'આ કાગળ વાંચવા બાદ મેં તેના શેઠની મુલાકાત લીધી કે જે અંગ્રેજ છે. તેની હકીકત પરથી જણાય છે કે જ્યાં સુધી સ્ટેનહીમ નોકરીએ હતો ત્યાં સુધી દરરોજ યા આંતરે આંતરે એક બહેરાંની બરણી જેવો, મજબુત, એકો જર્મન માલ કતરાવવા યા દાઢી બોડાવવા આવતો હતો. તે સ્ટેન હીમ સિવાય બીજા કોઈ પાસે જતો ન હતો. સ્ટેનહીમ રોકાયલો હોય તો તે ખુશીથી બેસી રહેતો હતો. બન્ને જણાં કામ કરતી વખતે જર્મન ભાષામાં ઘુસપુસ કરતા હતા.'

'પણ તેથી શું થયું?' મારીએ હસીને પૂછ્યું.

'તેથી થયું કાંઈ નથી. ફક્ત એટલુંજ કે જે માણસનું વર્ણન તે દુકાનદારે મને આપ્યું હતું તે આબાદ જર્મન જાસુસોના વડા હરમન હાર્ટમેનને મળતું આવે છે,' જૉન હસ્યો.

'વલ્લાહ! તેં કામ તો ઠીક કર્યું છે' મેં જણાવ્યું અને ફરી પાછું મારું ચિત્ત તે વિચિત્ર લેખમાં પરોવ્યું. 'મને લાગે છે કે આ લેખ ઉકેલ્યે તો બધો ખોલાસો આપોઆપ નીકળી આવશે.'

'હાર્ટમાન સાથેની તે બીમારની પીછાણ બેશક શકમંદ છે' મારીએ જણાવ્યું. 'પણ હું ધારું છું તેમ તેની ધરવાળી તરફથી વધુ ખબર જાણવાની જરૂર છે. બનવા જોગ છે કે કોઈ તેને ધરે મળવા પણ આવતું હોય.'

'તેમ હોય તોએ શું? તેઓ જર્મનમાં વાત કરે તે તે બાપડી શું સમજે?' જૉન હસીને બોલ્યો.

'છતાં અજમાવવામાં શું જાય છે?' મારી બોલી. 'મારા ભાગ તરીકે હું કાલે ત્યાં જઈને તપાસ કરી આવીશ.'

તેણે હર્ષોરાટમાં જણાવ્યું. 'કદાચ તે આવશે એવું ધારી હું તેની ખાસ રાહ જોતો તોજ મારા ધારવા મુજબ તે બીગારે તેને ચોકકસ હકીકત જણાવી'?

'શાની?'

'અલ્લાહ માલુમ' જૉન પટપટયો. 'વળી ખબર હોત તો તને નહી કહત. ગમે તે છે પણ, આપણે આ બાબદમાં એક પગલું આગળ વધ્યા તો છે હું. હજી કાંઇ ખોલાસો મલ્યો નથી પણ બહુ જલદી મળી જાય તેમ લાગે છે.'

તેણે ફરી પાછું તે ચીપડું કાઢી તપાસવા માંડ્યું. તેમાંના ૬-૧૧ના આંકડા તેને બહુ ગુંચવતા હતા. તે અનેક વાર તે બાબે મને કહી રહયો.

હમે કાર્ફ પર ચાર દીવસ સુધી સખત પાહરો રાખ્યો અને જ્યાં પણ તે ગયો ત્યાં પૂરેપુરૂ પાંચમે દીવસે સુધી જૉને સહવારથી બપોર સુધી તેના પર તકેદારી રાખી. બપોરે એક વાગતે હું હમેશને મથકે ગયો કે જ્યાં હમો વાત કરી એક બીજાને છુટા કરતા હતા. તે જગ્યા એક ગાંધીની દુકાન હતી. ત્યાં જતાં ના જૉન મળે કે ના કોઇ. હું તે જગ્યાએ રાતના બાર વાગતા સુધી ઉભો રહયો, પણ જૉનની કશી ધનનસલ જણાઇ નહિ.

અજબ થતો હું મારે મકાને ગયો તો ત્યાં જૉનનો તાર પડેલો જણાયો. તે તારમાં મને જણાવ્યું હતું કે બધુ ઠીકઠીક છે. વધુ ખુલાસા માટે મારે રાહ જોવી.

હું એક અઠવાડ્યું સુધી ચુપ બેસી રહયો. જૉનનું શું થયું હતું તે હું જાણી શકયો નહિં એટલુંજ મને જણાયુ કે તે તે મદાનં ભેદ ઉકેલવાંની અણી પર હતો પણ તે પોતે કયાં હતો તે હું જાણી શકયો નહી. અલબત તે લંડનમાં તો હતોજ નહી તે તો ઉઘાડ વાત હતી એક બે કરી અગ્યાર દીવસ પસાર થયા. બારમે દીવસે હું લગાર વધુ બેચેન થયો પણ તેજ સાંજના મને જૉનનો તાર મળ્યો, જેમાં મને જણાવ્યુ કે મારે સાઉથ સીનાં ક્વીન્સ હોટેલમાં મળવુ, જ્યાં તે રાત્રે દસ કલાકે મને મળી શકશે

તેજ ઘડી હું સ્ટેશન પર ગયો અને ત્યાંથી સાઉથ સી ઉપડી ગયો. ત્યાંના ક્વીન્સ હોટેલમાં ઉતારો લઇ દસ વાગવાની રાહ જોતો હું મારા ઓરડામાં બેઠો. સવાદસ વાગતે તે મને આવી મલ્યો. તેનો ગંભીર ચહેરો જોતાંજ મારી ખાતરી થઇ કે કાંઇ પણ અસાધારણ બનાવ બનનાર હતો.

'પેલો કાર્ફ જાણી ગયો છે કે હું તેની પુઠે લાગ્યો છું', જૅક, તેથી આ કામ હવે તારે લેવું પડશે. બંદરની પાસેના ક્વીન ઓટમાંના તરકારી વાળાની દુકાને એ હાલમાં નોકર છે. એની શી મતલબ છે તે હજી હું સમજ્યો નથી.'

આતો કાજીજી બેંસ નહી લાયા લેકીન બડા પાપ લાયા તેમાંની વાત થઇ. મતલબ જાણ્યા વગર મારે તે ભેદ ખાસ કરીને ખુલ્લો કરવાનો હતો. પંદર દીવસ સુધી હું કાર્ફની પુઠ પકડી રહયો પણ સુભાગ્યે વારંવાર મને મારા કામમાં મારી મદદ કરતી હતી. તેના બાપ તે બંદરના ડોકયાર્ડના વડા હતા એટલે તેણી ગમે ત્યારે હમોને મળી શકતી હતી અને મદદ આપી શકતી હતી. અભોર-મપોર અધરાત મધ્યરાત હમે તે જાસુસ પર પાહરો રાખ્યો પણ કશુંએ જણાયું નહી. જૉન બાપડો, હોટેલમાં બગાસાં ખાતો અને ચીચવાતો બેસી રહયો હતો. પંદર દીવસ પછી મને લાગ્યું કે બાતમાં-દમ હતો નહી. જૉને નાહક કાંટાનુ કટેસર કયુ હતું. હમે જોયું કે કાર્ફ પોતાની આ હલકી નોકરી બહુ ચાલાકીથી બજાવતો હતો અને સખત મહેનત કરતો હતો. તેનો શેઠ બંદર પરના અમલદારોની ઘણીક મેસોને તરકારી ને ફ્રુટ પુરી પાડતો હતો અને તેથી વારંવાર તે પોતાના શેઠની સાથે ગાડીમાં બેસી

કાંઈ પણ અવાજ સાંભળવાને ચપળ થયા. દરિયાનો ઠંડો પવન હમારાં હાડકે હાડકાં કકડાવી નાખતો હતો. પોલીસનાં પગલાંના અવાજ સીવાય હમોને કશું સંભળાયું નહીં. પોલીસ ત્યાં રોન ફરતી પસાર થઈ ગઈ; પણ તે જર્મન જાસુસની પર્નનસલ હમોને કશી જણાઈ નહીં.

'આ બારણાં વાટે અંદર જવાય તેમ નથી તો બનવાજોગ છે કે એ છાપરાં પરથી ઉતર્યો હશે' જૉને જણાવ્યું.

'હા, તું કહેછ તે વાજબી છે' મેં જણાવ્યું 'જરા સબર, તું નીચે તપાસ કર હું ઉપર જઈ ને જોઈ આવું છું.'

બીજી પળે હું આગળ વધ્યો અને ભારે મુશ્કેલીએ નંબર ત્રણના શેડના છાપરાં ઉપર ચઢ્યો. ધીમેથી તે તરફ જોતા ધુમાડાથી કાચ કાળા થઈ ગયેલા જણાયા. ત્યાંથી નીકળી ઘણી વખત પડતો બચી હું નંબર ચારના શેડ પર આવ્યો. પહેલી નજરે જોતાં ત્યાં અંધકાર સીવાય બીજું કશું લાગ્યું.

દસેક મીનીટ સુધી હમ ખાઈ હું તે છાપરાં પરિ આગળ ચાલ્યો. બાજુમાંથી જતાં મારી ભારે અજાયબી વચ્ચે બે કાચ સહાયથી કાઢી બાજુમાં મુકેલા મને જણાયા. તે બાકોરાંમાંથી નીચે જોતાં હું ચોંક્યો. નીચે પોતાના હાથમાં નાની વીજળીક બત્તી લઈ તે જર્મન જાસુસ ઉભો હતો.

તે ત્યાં શેડમાં ઉભી કરેલી નવી બ્રીટીશ સબમેરીનની તપાસ લેતો હતો હતો. તે તૈયાર થયેલી પડી હતી.

સાંભળ્યા મુજબ એક અંગ્રેજ ઇજનેરે નવી શોધ કરી અવાજ કરતી સબમેરીનોને અવાજ વગરની બનાવવા સાથે તેમાં એટલા બધા સુધારા કરી તેને અપ-ટુ-ડેટ બનાવી હતી કે તે કોઈ પણ જાતની સબમેરીનોને સહાયથી ટક્કર મારવા ઉપરાંત દરીયાઈ કાફલાને સૌથી મોટી મદદગાર થઈ પડનાર હતી. ખાસ તપાસમાં તેની ઉત્તમ પુરવાર થઈ ચુકી હતી, અને આ નવી સબમેરીન કેવા પ્રકારની હતી તે જાણવા યુરોપનાં બધાં રાજ્યોને તલપી રહ્યાં હતાં કેમકે તેમની સબમેરીનોને આ સબમેરીન સહાયથી ડુબાડી દે તેવી થઈ હતી. ઇંગ્લાંડના કાફલાનો દરેકને ડર તો હતોજ તેમાં આ નવી શોધે દરેક ગભરાટમાં નાંખ્યાં અને કોઈપણ ભોગે આ ભેદની ચાવી મેળવવા જર્મન સરકારે પોતાના જાસુસોને ફરમાવ્યું હતું.

હું ધ્યાનથી જોવા લાગ્યો. તે જાસુસ તો પોતાની બત્તીનો પ્રકાશ એક બાજુએ ફેલાવી પોતાના હાથમાંના કાગળમાં મજાહથી નોંધો ટપકાવતો હતો. તે તો નીચી મુંડીએ કામ કરતો હતો. તેણે જો ઉપર જોયું હોતતો તે જરૂર મને બાકોરાંમાંથી જોતો જોઈ શકત.

તે બન્ને બોટો ધ્યાનથી તપાસતો ચોમેર ફરતો હતો તે પરથી મારી ખાતરી થઈ કે તે આ બાબતથી ખાસ કરીને માહીતગાર હોવો જોઈએ. સાધારણ માણસ આવી બોટોમાં કશો ફરક જોઈ શકતો નથી. અડધોક કલાક તેણે તપાસ કરવા બાદ તે બત્તી બાજુએ મુકીને બાંકડામાં બેઠો અને તેણે તે સબમેરીનનો આબાદ નકશો દરેક સમજણ સાથે ઉતારી લીધો.

તેને તેમ કરતો છોડી હું નીચે ઉતર્યો અને જૉનની તપાસ કરવા લાગ્યો. મેં તેને પાણીની સપાટી આગળ છુપાયલો જોયો. તુરતજ મેં તેને સઘળી વીગત જણાવી.

'શાબાશ! ત્યારે મારી અટકળ ખરી પડી!' તે ખુશ થતો બોલ્યો, 'એ મવાલીને એનું કામ પુરૂં કરવા દે. પછી આપણે એ બધું તેની પાસે મુકાવીશું, આપણી સરકારના ત્યારેજ ડંકા ઉંચે ચડી જશે.'

રખે તેને ધાસ્તી લાગે. ફરી તે જે જગ્યાએ ઉતરનાર હતો તે જગ્યાએ હમો શાંત ઉભા રહ્યા.

ગોંધ ખી કર્યા વગર રહેશે. પેલો બીમાર મેકસ રટેનહીમ પણ હાર્ટમાનનો જાસુસ હતો. મારી તપાસમાં જણાયું છે કે આ મવાલી ડૉકમાં કામ કરતા વાર્ડ નામના એક ઇજનેર પાસેથી આ સબમેરીનનો ભેદ સહાયથી મેળવી લાવ્યો હતો. વાર્ડ, વેલડન ખાતે રહેતો હતો. આ અંગ્રેજ બચ્ચાને અચાનક જણાયું કે તેણે પ્રજાહિતનો મહાન ભેદ જર્મન જાસુસને વેચવાને જણાવ્યો હતો એટલે તે તેની પૂંઠે પડયો ને ટ્રેનમાં તેના પર હુમલો કરી તેને મુવેલો જાણી તે ઉતરી ગયો હતો. રખે ચકચાર થાય તે તો રટેનહીમ ચુપ રહયો હતો હું આ ઇજનેરને મળ્યો હતો. તે બાપડો કેવી રીતે ફસી ગયો હતો તે તેણે મને કહયું હતું.'

'ઠીક, આ હવે પુરતું છે. હવે તું રટેન હેમને બરાબર સપાટામાં લેશે?' મેં સુચવ્યું.

'ના, હાલતો ચુપ રહેવામાંજ માલ છે. આપણે જરાએ ગડબડ કરીશું તો પેલો ડુંમો હાર્ટમાન ચાલાક બની જશે અને બહુ સાવધ પણે કામ કરશે. કે જે આપણને પાલવે તેમ નથી. હું સત્તાવાળાઓની તો સહાયથી આંખ ખોલીશ: આપણે આ જર્મન યુક્તી ઉંધી વાળી છે એટલે બસ છે.'

આવતા અંકમાં વાર્તા ત્રીજી:

ઈંગ્લાંડમાં જર્મન લશ્કર

ઉતારવાનું મથક.







# The Triumph of "Dharma"

## (Karna and Arjuna)

by

mbakrai Jadavrai Desai, Bar-at-Law.

Karna came to Yudhishthira,
And he spoke in words of pride;
"Thou art known for *Virtue* only,
With thee I have never tried,
To defend my bleeding bosom,
From thy blow, of feeble might;
And it is a shame to manhood,
Now to turn off from thy sight.
If beneath thy hissing arrows,
Karan's mighty self shall fall,
Karna never never falters,
From his vow though heavens fall!
If thou want'st me yet to take up,
From the ground my mighty bow;
Send thy Arjun,—hero—warrior,
Peerless archer, dearest foe."
Thus insulted from the battle,
Udhishthira turned his back;
And in anguish sent for Arjun,
Arjun came and fell aback!
"What has been the matter? Sire!
Where has gone your luster bright?
Why on Earth I see before me,

Such an ugly, piteous sight?"
Then in anger said Udhishthir:—
"Shame to thee, O archer bold!
In thy absence, from the battle,
Karna cruel things have told.
He hath much abused me thither,
With those words I can't repeat;
With the memory of that insult,
Now my mind hath been the seat
Of all woeful feelings, dreadful,
That a warrior's bosom break:
And thy eldest brother, Udhishthir,
Hath now been a perfect wreck."
"What has been the matter? Sire!"
Said once more the mighty chief:
*For a while he made no answer,*
Udhishthir—wrapped up in grief.
Then at once he spoke in anger,
Words that Arjun could not bear,
Called him "Coward," "Painted-warrior,"
Arjun's mighty heart to tear.
And he said:—O Arjun! artful,
If thou can'st not fight that Chief;
Why not give up that "*Gandiva*,"
And relieve me from this grief?
I, the eldest of the Pandavs,
From the battle-field have fled,
And the ladies of our household,
Weep and mournful tears shed.
If you can not fight that Chieftain,
Give your charge to some one else,
Cease to wear that shining helmet,
Sword, and shield, and all nonsense!"
Stung by words of scornful import,
Arjun took his shining blade;

And in anger drew his falchion,
Krishna stepped in, and He said:—
"Never, Arjun! never, dear!
Thou hast raised thy pious hand;
'Gainst the eldest of the Pandavs,
Sheathe at once thy shining brand.
Always King Udhishthir hath been
To thee like an Earthly God;
Sheathe thy sword, O bravest warrior
And obey Almighty God."
Arjun bowed, and from his eyelids,
Tears of manly sorrow ran;
And Shri Krishna faced Udhishthir,
And his address thus began:—
"There's no fault of mighty Arjun,
Why abuse him right and left?
All the while he had been fighting,
Though of darling son bereft.
He had been in yonder region,
Carrying on a fearful fight,
All for you—then why abuse him,
For he fought not in your sight?"
Cooled by Krishna's Heavenly Accents,
Pandavs' eldest brother spoke:—
"O my darling Arjun! dearest,
On thee we have built our Hope.
Never have I thus addressed thee,
Pardon, Prince of peerless might!
I was angry, too much cast down,
As I had to leave the fight.
In thy absence, Karna would not
Fight with me and thus addressed:—
*"Known for virtue, not for valour,*
*Blood of thine I will not shed."*
Thus insulted from the battle,
I could get no peace nor rest;

Meet that cruel, crafty Karna,
And in battle do thy best!"
Ordered thus by King Udhishthir,
Arjun bowed his pious head;
And to fight with mighty Karna,
All his mighty Chieftains led.
Karna heard of his arrival,
And he jumped with great delight;
As he thought that day would shine out,
All the lustre of his might.
Arjun too was eagerly anxious,
In the field his match to meet;
Both of them were fully conscious,
This event would never repeat.
For, so often they had parted,
And had met the rival foe;
That to-day they plainly saw in
Some one's wife a Widow's woe.
Karna, vengeful, first assaulted,
Arjun cut his dart in twain;
Karna sent his hissing arrows,
Arjun made them all in vain.
Fired by this, the mighty Karna,
Countless arrows ceaseless threw;
While the *mighty archer Arjun*,
Weary with his bow-string grew:
"Hold !" he cried to Karna boldly,
"Till I set this bowstring right;
Honour Laws of War, immortal,
They add lustre to thy might !"
Karna cared not for the Laws,
And on the helpless Arjun fell,
Arjun made his manly bosom,
Of king Karna's darts the shell.
In the meanwhile Arjun mended,

Broken bow-string of his bow;
And with fiery dash he darted
On king Karna, cruel foe.
Karna's chariot, at the moment,
Was stuck up in humid soil;
He, from it to take the wheels out,
With his might began to toil.
"Hold!" he cried to pious Arjun,
"Honour sacred Laws of war;"
Krishna laughed and asked him whether
He had done the same before.
Arjun was advised by Krishna,
Not to pity cunning Karna;
So he sent his fiery arrows,
Thinking that now was his turn.
Karna, desperate, rose in anguish,
And with rage to madness driven;
Sent his last and Lighting missile,
By which mighty rocks be riven!
Arjun fell down from his chariot,
'Midst his warriors' cries of woe;
*But he jumped again and dashed at*
*Conquering Karna, fearful foe:*
*While the memory of his dear Son,*
*Killed by Karna and his Clique;*
*Made a dreadful fire within him,*
*Burning darkly to the quick;*
*And he took his fiercest arrow,*
*Held his breath and darted straight;*
*And amidst the cries of Warriors,*
*Karna sank beneath the weight!*

# " મણીપુરના મહારાજ "

## ( હિન્દુ રાજ્યસ્તાનનો જુનો રંગ. )

### (નવલકથા.)

લખનાર:—કવિ ભવાનીશંકર નરશિંહરામ.

( ગયા અંકથી ચાલુ )

એક ટેકરી અંધારામાં સ્પષ્ટ દેખાતી ન હોતી, પરંતુ તેનો શ્યામ ઓળો વિજળીના પ્રકાશમાં-આછો-ઝાંખો દેખાતો હતો. તે ઓળા તાકી આપણા અજાણ્યા મુસાફરે પોતાના ઘોડાની લગામ ફેરવીને ધીમે ધીમે અતી સંભાળથી અશ્વને હાંકયો. મુસાફરના હૃદયમાં આ ક્ષણવારમાં નાના પ્રકારની ગડમથલ—ઉથલપાથલ થઇ રહી હતી. અનેક પ્રકારના તોફાની તરંગો ઉઠયા હતા, અને એ તોફાની તરંગોની-સરસાઇ કરવાને જાણે આકાશની ઇચ્છા હોય એવી રીતે તોફાન પણ બહુ આગળ વધ્યું હતું. વિજળીના ચમકારા અને કાનના પડદા ફાડી નાખે એવા કડાકા-ભડાકા થતા હતા. કાળાં-વાદળો એએ કરીને આ-સપાસની ટેકરી પર અંધકારનો, કાળો-શ્યામ પડદો પથરાયો હતો—પવન પ્રચંડ વેગમાં વાતો હતો. સંધ્યા કાળ થઇ ચૂકી હતી. નદિ, નાળાં અને વહેળાઓ પાણીથી ભરાઇને મદોન્મત્તપણું પામ્યાં હતાં. તેના ઉછાળા મારતાં વહન થતાં અને ફિસાતી અડોઅડ ધસાઇને વહેતી ગોમટ નદિના આકાશ સુધી ઉછાળા મારતા મોજાંઓના ઘોંઘાટ વગર આ પહાડી પ્રદેશમાં ચુપકીદી અસરાઇ હતી. શાંતિનું રાજ્ય સ્થાપન થયું હતું. એવી શાંતિ—અશાન્તિ ભોગવતો તરણ યોધ્ધો ટેકરી કુદાવતો હતો. તેનો ચઢાવ શૂર પુરૂષને અને તેના કદાવર અશ્વને શ્રમીત કરે એવો હતો, તે છતાં પરિશ્રમનો ત્યાગ કરીને એકાદ આશ્રમ મેળવવાના ઉત્સાહમાંને ઉત્સાહમાં પરદેશી પરોણાએ આ રાની રસ્તો કાપવા માંડયો. તેનો અશ્વ પણ આજના અણધારેલા શ્રમથી છેક થાકીને કાયર થયો હતો. તે છતાં પોતાની પીઠપર, પોતાના માલીકને પુષ્પની પેઠે ઉપાડીને મક્કમ પગલે એકાદ આશ્રમસ્થાનમાં પહોંચાડવાના આનંદમાં, ખાડા ખેડીઆથી ને ટેકરા ટેકરીથી અનેક ઠોકરો ખાતો પણ ઘણી સંભાળ—સાવચેતીમાં આગળ વધતો હતો. હવે તેના શ્રમનો છેડો નજદીક આવ્યો હતો. એટલામાં એક વિજળીનો ચમકાટ થયો. ચમકાટ સાથે ગગડાટ પણ થયો. એ ચમકાટ— ગગડાટથી ચમકીને અશ્વે એવી ફાળ મારીકે તે ટેકરીના શિખર પર તેની સપાટ ભૂમિપર પોતાના માલીકને ઉંચકીને " ઝાવળીની ઝુંપડી" ની હદમાં આવી ઉભો.

પોતાનું માથું છેક આંખની ભમર સુધી ઢાંકી દીધું હતું, તેથી તરવારના ફટકાથી તેના મ્હોટા માથાનું રક્ષણ થતું હશે એમ મનમાં આવતું. આ ઠીંગણો સ્વાર બાંધી દડીનો અને ઠીંગણા કદનો હતો. તેણે પોતાના અંગ પર શ્વેત રંગની લાંબી બાંયની કરચલી વાળેલી બંડી પહેરી હતી. લાંબા રેંટાને વળ દઇને કમર પટ્ટાને ઠેકાણે પોતાના કમર કસીને બાંધી હતી. એ કમર બેટમાં ધાતુના હાથાની કટારી અને લડાઇમાં અથવા શીકારમાં સાધારણ દરજ્જાના સિપાઇ લોકો રાખે છે એવી લાંબા હાથાવાળી ને પહોળી ધારદાર પાનાવાળી પાણીદાર છુરી ખોસી હતી. તેના હાથમાં ભાલાને બદલે કામઠી હતી. અને પીઠપર ઢાલને ઠેકાણે તિક્ષ્ણ અણીવાળાં તીરોથી ભરેલું ભાથું હતું, તેથી આ સ્વાર તીરંદાજ એટલે તીર મારવાના કામમાં કુશળ હતો એમ અનુમાન થતું હતું.

આ લડાયક સ્વારોની પાછળ ચાલનારા પાળાઓ વિચિત્ર રંગના અને બહુજ ઠીંગણા વિચિત્ર કદના હતા. તેમના માથાં ઉઘાડાં બરછટ વાળથી ભરેલાં હતાં અને તે વાળના ગુચ્છા—લાંબા ગુચ્છા ગરદન સુધી લટકતાં હતા. તેમનું આખું શરીર વસ્ત્ર વિનાનું છેક ઉઘાડું હતું, અને આવાં ઉઘાડાં શરીરથી તેમના શરીરના ચામડીનો રંગ બહુ શ્યામ પડતો જણાતો હતો. વસ્ત્રમાં વસ્ત્ર ટુંકી લંગોટી હતી અને એ લંગોટી વસ્ત્રનો ટુકડો ટુકડો બાંધવાને પણ તેમને ભાગ્યયોગથી ફરજ પડતી હોય એવી શરીર ઢાંકવાને માટે તેમની બેદરકારી હતી. રાત્રિ દિવસ સૂર્યના તડકામાં અને ઠંડીની ટાઢમાં તથા મુશળધારના વરસાદમાં ઉઘાડે શરીરે ફરવાથી તેમનાં શરીર શામળાં, પણ કેપાળ ને માથાના વાળ પણ મેલાને છેક ગરદન સુધી ઝુલતા હતા. તેથી આ જંગલી લોકો 'ચરિત વનચરના—આરણ્ય જંગલની ઝાંડી—મનુષ્ય સુધારાના પ્રકાશ પથરાની અંધારી ખીણોમાં વસીને પોતાનું જીવન ગાળતા હશે એમ જણાતું હતું. તેમના ભેળા ને ઉઘાડા હાથ બાંધેલા હતા. તેઓને ધસડીને પોતાની પાછળ આવવાની આ ઘોડેસ્વારો ફરજ પાડતા હતા. તેઓ આ ઘોડેસ્વારોની સાથે ચાલતાં ખરૂં કહીએ તો દોડતાં છેક થાકી ગયા હતા. અતી થાક અને ક્ષુધાને લીધે તથા ટેકરા ટેકરીવાળા રસ્તાના ચઢાવને લીધે એક પારધીના હાથમાં પકડાએલા ભયભીત કાળીઆર હરણની માફક હાંફતા હતા. આવી પરસ્વાધિન સ્થિતિમાં આવી પડ્યા છતાં તેમના મ્હોડાપર સ્મિત હાસ્ય પથરાયું હતું. ઉદાસી કે ગ્લાનીની લેશ માત્ર ન હોતી. તેઓ મ્હોડાના વિચિત્ર ચાળા કરીને માંહોમાંહે વાતો કરતા ને મંદમંદ હસતા હતા. પગમાં કાંટા વાગતાને પથરાઓની ઠોકરો વાગતી તેની તેમને કાંઇ પણ દરકાર ન હોતી. તેમનું ગણ ગણ કરવું બોલવું, ને તેમના હાસ્ય ઉપજાવે એવા ચાળાથી પેલા ઉતરેલા દરજ્જાના સ્વારથી હસ્યા વિના રહેવાયું નહિ. તે મ્હોટેથી હસ્યો અને કાંઇક ધીમેથી પોતાનો સરદાર સાંભળી શકે એવા અવાજથી બોલ્યો.

" અપવિત્ર પીંઢારાઓ! મોતના કાંઠામાં આવી પડેલા અભાગીઆ પ્રાણીઓ! પોતાની જીંદગીના પળો ભરાઇ ગયા છે, તે છતાં કેવી ગેલ કરે છે! પવિત્ર ગુરૂ મહારાજ તેમના પાપની ને પ્રાણની રક્ષા કરો! આવા શત્રુ નિશાચરોને તરવારથી રહેંસી રહેંસીને અને ભાલાઓથી તથા તીરથી વીંધી વીંધીને અમારાં હાથ અપવિત્ર રક્તથી હવે ખરડાઇ ગયા છે! મનુષ્ય વધ! અને વળી આવા અવાચક બાપુડી-પૈશાચી અંતર પ્રાણ અર્પણ કરતાં પ્રભુના વચનનું મ્હોટું પાતક અમારા ગુરૂ મહારાજ મનાવે છે, અને એવું છતાં માર્કંડી મરણને આધીન થાય આવો અઘોર કૃત્ય અમારે કરવું પડે છે,

ઘોડેસ્વારોના પડઘા અને એકાદ બે પાળાઓના પગલાં સંભળાયા. ચાંદનીના રૂપેરી પ્રકાશથી પોતાના ભણી આવનારા ઘોડેસ્વારોને આપણો તરૂણ યોધ્ધો જોઇ શકયો પણ અતી વેગળાઇ-લીધે ઓળખી શકયો નહિ.

આ વાર્તાનું વર્ણ ચાલે છે, તે સમય બારીક હતો. "મણીપુરના" મહારાજાના અમલમાં અંધાધુંધી ચાલતી હતી, અને એ અંધાધુંધી ભરેલા કારોબારનો લાભ લઇને આસપાસના જાગીરદારોએ અને લડાયક જાગીરદારોએ લુંટ-ફાટ તથા ધાડ પાડવાનો ધંધો જગાડયો હતો. તેથી એકલ દોકલથી અજાણ્યા અને ઉજડ ભાગમાં મુસાફરી કરવાનું કામ અતિશય જોખમ-કારક થઇ પડયું હતું. એવા મામલાને લીધે અને વળી આવા પહાડી પ્રદેશમાં આવા બારીક કાળે ઘોડેસ્વારોને પોતા પર ધસ્યા આવતા જોઇ ને આપણો તરૂણ યોધ્ધો ચમકે તેમાં કાંઇપણ આશ્ચર્ય કે અજાયબી નથી.

યોધ્ધાએ પેગડામાં પગ મુકયો અને એક કુદકે ઘોડાની પીઠપર ચઢીને પોતાના અસ્ત્રશસ્ત્ર સંભાળ્યા. ઘોડો પણ પોતાના ધણીની મુંગી ધારણા પામી ગયો. અને સાવધાનીની નિશાનીમાં ખુંખાર મારીને ઉભો રહયો. હવે આગળ કેમ વધવું અને આવનારાં માણસો સાથે કેમ વરતવું એવો વિચાર કરે છે ' એટલામાં પેલા સ્વારો અને પાળાઓનો રસાલો આપણા પરદેશી પરોણા પાસે આવી પહોંચ્યો. આ રસાલાનો દેખાવ અને દમામ જોવા લાયક હતો. તેમાંનો એક ઘોડેસ્વાર જરા આગળ વધેલો હતો. તેણે કાઠિયાવાડી રજપૂત ચાલી મ્હોટું મંદીલ માથાપર ધારણ કર્યું હતું. અંગપર કાળા રંગનો લાંબો એક ઘુંટણ સુધી પહોંચે એવો ઢીલો ડગલો પહેર્યો હતો. આછા કાકીઆ રંગની તંગ સુરવાળ અને પગમાં કાઠિયાવાડી ભાતી ચાંચવાળા પમરખા હતી. મુખ મુદ્રા ઉદાશીનતાવાળી અને શરીરની કાઠી ખડીલ તથા મજબુત હતી. તેના ઘઉંવર્ણા શરીરે કાંઇક શ્યામતા પકડી હતી તેથી જાને આ અજાણ્યા ઘોડેસ્વારને લડાઇની ફિકર જંજાળ, અથવા રાત્રી દિવસ અરણ્ય જંગલોમાં રખડવાની રંજ અથવા નો ટાઢ-તડકામાં અને વરસાદના તોફાનમાં હરવા ફરવાની હોંશ હોય કે કાંતો ટેવ હોય, એવી કલ્પના થતી હતી. તેની મુછો વળ ચઢાવેલી—મરડેલી હતી. અને લાંબા છેક કાન સુધી પહોંચે એવા ભરાવદાર થોભીઆના વાળ વળ ચઢાવીને તે પર કાઠિયાવાડી ભરત ભરેલી સ્વેત રંગની મજબુત બુકાની બાંધી હતી. એ બુકાની અને મુછોના મરોડદાર આંકડાની વચમાં તેના કાંઇક જાડા અને પહોળા જરા બહાર નીકળી આવેલા હોઠ ક્રોધથી ફુજતા હતા. તે સાથે તેની કાળી અને મ્હોટી વાઘ માફક તગતગતી આંખ હતી. અને એ પ્રકાશમાન આંખમાંથી આગ ઝરતી હતી, તે પરથી તે સ્વાર રજપુત જાતીનો હોય, અને પોતાનું અથવા પોતાના માલીકનું વેર વાળવાને ઉત્સુક હોય એવું સ્પષ્ટ પરખાતું હતું.

તેના હાથમાં લાંબી બરછી હતી, અને તે ઘોડાના લાંબા પેગડામાં ભરાવી હતી. પીઠ પર ભાલાની લડાઇમાં બચાવ કરી શકે એવી મ્હોટી ઢાલ હતી, અને તેના પર પીતળની નકશીનું કેટલુંક કામ કરેલું હતું, તેથી તેના ટકાઉપણામાં અને મજબુતાઇમાં વધારો થયો હતો.

તેની સાથેના બીજાં સ્વારના રૂપ રંગમાં કાંઇક સરખાપણું હતું, પણ પોશાકમાં ને હથિયારમાં થોડા ઘણા તફાવત, કેટલોક ભેદ હતો, તેથી આ બે સ્વારોના દરજ્જામાં ફેર હશે એવો ખ્યાલ જોનારને આવતો હતો. આ ઉતરતા દરજ્જાના સ્વારની પાઘડીના પેચ, આડા અવળા વગરના હતા; અને એ આડા અવળા આંટાથી

મંદ પડેલા મુસાફરોના મગજને શાન્ત કરતો હતો. પરંતુ તેની મધુરી અસર આપણા તીરંદાજને થઇ નહિ: આવાં પાકેલાં ફળોના રસદાર ઝુમખા જોઇને ક્ષુધ્ધા દેવીએ તેના પેટમાં ઝગડો મચાવ્યો. તેના મ્હોમાં પાણી છુટ્યું અને હાથ પર કબજો રાખી શકવાને તે અશકત દેખાયો પણ એક પરદેશી પરોણાના દેખતાં વનચરની માફક ફળો તોડીને ક્ષુધ્ધા દેવીને શાંત કરવાનો અવીવેક કરતાં શરમાયો. ફળો તોડવાને તત્પર થયેલા તેના હાથને રોકી રાખવાને ઘણું દબાણ કીધું પણ એકવાર અંતઃકરણે બળવો કીધો તે નબળા માણસથી દાબી શકાતો નથી.

આપણો ક્ષુધાતુર સ્વાર પણ તેવાજ નબળા મનનો હતો. તેથી તીરંદાજ સ્વારે અતીથ્ય પણું કરવાને ઉભાં રહેલાં વૃક્ષોની સેવા અંગીકાર કરવાને સંકલ્પ કીધો—ઇચ્છા કરી. એ સંકલ્પ એ ઇચ્છા ને સ્વાધીન થઇને પોતાના ઘોડાની લગામ જરા ખેંચી લીધી, અને પાવડા પર પગ ટકાવી રહેજ ઉંચાં થઇને ટપોટપ ફળો તોડીને મ્હોડામાં મુકવા માંડયાં. ખરૂં કહીએતો ઝપોઝપ કોળીઆ સુધાં ગળવાં માંડયા. તે જોઇને ભાલાદાર સ્વારથી હસાયા વગર રહેવાયું નહિ.

"તીરંદાઝ સાહેબ!" ભાલાદાર સ્વારે કહ્યું. "આપણા આ તરૂણ મિત્રના દેખતાં તમે આપણાં આ ભરચાર વર્મરનાં વૃક્ષો પર બળત્કાર કરો, તેના પર માળા બાંધીને બેસી રહેલાં તેના આશ્રીત પંખીઓનો ખોરાક લુંટીને લુંટારાનો ધંધો આદરો એ અવીવેક છે, અન્યાય છે, અને ક્ષત્રીધર્મથી ઉલટું છે. અમને શોક થાય છે કે, તમો તમારી ક્ષુધાએ મચાવેલા બળવાને શાંત કરી શકયા નહિ. વળી આપણા આ નવા મિત્રના જઠર દેવને તૃપ્ત કર્યા પહેલાં તેમનો આતીથ્ય સત્કાર કર્યા વગર તમો આવી રીતે તમારા જંગમાં રસદાર ફળો હજમાવો છો, તેથી એમને તમારૂં ગણું હલકું જાય તેનો મને તો ડર લાગે છે!

તરૂણ સાહેબ! આ આપણા સાથી પોતાની જઠરાગ્નિનો ઝગડો શાંત કરી શકતો નથી, એ તેનો નહિ પણ તેની ક્ષુધાનો અપરાધ છે, અને તેથી એ અપરાધનો તેને નહિ પણ તેની ક્ષુધાને દંડ દેવો જોઇએ.'

તરૂણ યોધ્ધાએ હસીને જવાબ દીધો "જઠરદેવને શાંત કરવા સવાર—સાંજ એ પ્રત્યક્ષ દેવને ઉત્તમ રાંધેલાં અન્નો અને પાકેલાં રસદાર ફળોની આહુતી દઇને પ્રસન્ન કરવા એ બ્રાહ્મણો તથા ક્ષત્રીઓનો પ્રથમ ધર્મ છે અને એ ધર્મ આપણો આ ક્ષુધાતુર સાથી મુંગો મુંગો બજાવે છે, તેની વચમાં પડવાનો આપણો ધર્મ નથી."

આ ભોળપણથી તીરંદાઝ પોતાનું હસવું થોભાવી શકયો નહિ. તેણે મ્હોડાને બંધ કરી એટલે ફળોને દાખલ થવાનો અગ્નીદેવને આહુતી પહોંચાડવાનો દરવાજો બંધ થયો. પેટ પણ પાકાં પાકાં ફળોથી ભરાઇ ગયું હતું ને તેના દબાણ વડે કરીને અગ્નીદેવ પણ થોડા કાળને માટે દબાઇ ગયો હતો. તેથી પોતાપર થયેલા આ વાકય પ્રહારનો પ્રત્યુત્તર વાળવાને તે રૂમાલ વતી મ્હોડું સાફ કરતો કરતો બોલ્યો-

"ખરૂં છે મારા મહેરબાન મિત્રો! તમારૂં કહેવું ખરૂં છે. આ મારા તરૂણ મિત્ર મારા પક્ષમાં છે, અને તેમણે આપેલો પ્રત્યુત્તર મારા લાભમાં છે, તેથી સરદાર સાહેબ! તમને જવાબ આપવામાં મારો અને તમારો કીમતી વખત ગુમાવવાને હું ઇચ્છતો નથી. પ્રભાતકાળ, મધ્યાન કાળ ને સાયંકાળ અગ્નીદેવને આહુતી આપવાને મારો નિયમ છે, અને એ નિત્ય નિયમને હું અનુસર્યો છું. તેમાં અપરાધ થયો હોય તો, મને ક્ષમા કરશો એવી આશા રાખું છું."

કહયું :—

"અમે ગુરૂમહારાજની આધીનતામાં આનંદ માનનારા "મણીપુર" ના સરદારના ભગવા ઝુંડા નીચે રહીને લડનારા પણ પ્રતાપગઢના પ્રતાપી નિશાનને પૂજનારા, માન આપનારા તમારા પિત્રાઇઓ છીએ. પરાપુર્વથી ચાલતું આવેલું છે કે પિત્રાઇ પીત્રાઇ વચ્ચે વેર ઝેર હોય છે, ને હેત પ્રિત પણ થાય છે. માટે મારા તરૂણ મિત્રો આજથી આપણે આપણા સરદારો વચ્ચેનું વેરઝેર વિસમર્યું કરીને હેત પ્રિતથી વરતી શું. હવે આપણે હમણા સુધી આપણા ઉકળતા લોહીના સ્વભાવે આપણા શરીરના રક્ષણનું; ભાન ભૂલી ગયા, બીજીવાર એવું ભાન ભુલી જવાની આપણે ભુલ કરીશું. નહિ, કારણ કે આપણા શરીરો દેશના રક્ષણાર્થે, ધર્મના રક્ષણાર્થે અને આપણા ક્ષત્રીવંશના વાવટાના રક્ષણાર્થે ટકાવી રાખવાની આવશ્યકતા છે. આવી માંહોમાંહેની મારામારી ને ઝગડા તોફાનોની અગ્નિજવાળામાં પડીને બળી મરવા ના કરતાં ઐકયતા સાંધીને રણસંગ્રામમાં પડવાને માટેજ આપણે સરજાયલા છીએ. તમે જેમ વરસાદના તોફાને કરીને ત્રાસ પામ્યા છો, તેવોજ ત્રાસ અમને પણ થયો છે. અમારા આ તીરંદાઝ સ્વારના પેટમાં ક્ષુધાથી હાય હાયના ખાડા પડયા છે. તે ખાડા પૂરવાને સુખની શાંતિ પમાડવાને ચાલો આપણે ત્રણે મિત્રો આ ઘાડી ઝાડીમાં ડોકીઆં કરીએ. ભુખ્યાંને થાકયાં મુશાફરોને લલચાવતી, ઉંચા શિખરો વાળા આપણા ગુરૂ મહારાજની ઝુંપડીમાં જ્યાં ગુરૂ મહારાજ [ જેનો નિરંતર જય હો ! ] વિરાજે છે, એમના પરોણાગત પામીને આપણે આનંદ પામીશું."

એમ કહીને આ ત્રણે સ્વારો અને પેલા પરાધીન પાળાના સંઘે જાવળીની ઝુંપડી ભણી ઉતાવળથી રસ્તો લીધો.

"જાવળીની ઝુંપડી"

ટેકરીના ટોચપરના મેદાનને "જાવળીની ઝુંપડી" ની હદ કહેવામાં આવતી હતી અને એ સપાટ મેદાન અને તે પર આવેલાં શ્વેત પત્થરના ઉંચા શિખરો, વન વૃક્ષો તથા લીલી હરિયાળી સરખાં જંગલો અને વીડો "મણીપુર" ના સરદારે શ્રી ગુરૂ ગુસાંઇને અર્પણ કર્યાં હતાં, તેથી કરીને આ ઉંચી આકાશ સાથે વાતો કરતી ટેકરી અને તેપરના તમામ પદાર્થો ભણી સુરાષ્ટ્રની સકળ પ્રજા માનભરેલી નજરે જોતી અને પવિત્રાઇની દ્રષ્ટિ ફેંકતી હતી. રાજ્ય ગુનેહગારો અને રાજ્ય સત્તાનો ભય પામીને એ ભય-ત્રાસથી બચવાના પ્રસંગમાં પડેલા સુરાષ્ટ્રીઓ પોતાનો અને પોતાના કુટુંબના પ્રાણનો બચાવ કરવાને માટે આ ટેકરી પર આવેલી "જાવળીની ઝુંપડી" નો આશ્રય શોધતા આવતા, અને આવાને પોતાનું જીવન બચાવવાની આશા ફળીભુત કરતા હતા. એ આશામાંથી નિરાશ કરવાને —"જાવળીની ઝુંપડી." ની હદમાંથી ખેંચી લઇ જવાને ગમે તેવો હાકેમ કે હુકમદાર હિંમતો પકડી શકતો ન હોતો "મણીપુરના" સરદારની અથવા બીજા ઠાકોર કે જાગીરદારની સત્તા આ સંત મહારાજના શાંત સ્થળમાં ચાલતી નહોતી. મતલબ આ "સ્વર્ગભુવન" આ શાંતિસદન અને સંતપુરૂષોને સેવવા લાયક સ્થળ પર ગુરૂ મહારાજની સર્વોપરી સત્તા હતી; અને એ સત્તાનું સંરક્ષણ કરવાનો સ્વધર્મ છે, એમ સર્વે સુરાષ્ટ્રજનો સમજતા હતા.

સુરાષ્ટ્રમાં જેમ આ પવિત્ર સ્થળની પ્રખ્યાતી હતી પ્રતિષ્ઠા હતી અને પવિત્રતા હતી, તેમ હીન્દના ઘણા ભાગમાં પણ હીન્દી જનોની આ શાંન્તીસ્થળ તરફ પૂજ્ય બુધ્ધી, પરમ શ્રધ્ધા, ને પરમ ભાવના હતી. તેથી દેશ દેશાન્તરો-હીન્દના આ છેડાથી તે પેલા છેડા સુધીના ભણેલા પુરૂષો જ્વારીક

# "દુઃખી દેશ."

## ઓસ્ટ્રીઆએ શરૂ કરેલું ખુનખાર જંગ.

### ગુલશન માટે ખાસ ફરમાસથી

લખનાર—મિસિસ રૂપાંબાઈ દારાબજી રબાડી.

પ્રીન્સેસ કેથેરીન રાડઝીવીલ નામની બાનુએ, રશીઆ અને ઓસ્ટ્રીઆ વચ્ચે લડાઈ જાગી ઉઠી તેનાં થોડાજ દિવસ આગમજ લખેલો આ ઉપયોગી અને વજનદાર લેખ છે કે જેમાં તે બાનુએ કરેલી અગમચેતીઓ ઘણી ખરી એ આગમજની ખરી પડી ચુકી છે. ઓસ્ટ્રીઆની માર ખાઈ ગયલી—હારેલી પ્રજા તેનાં શત્રુઓની દયા ઉપર લટકી રહી છે, અને એ તેની નાદાર હાલત અત્રે દર્શાવેલાં કારણોનેજ આભારી છે.

આ—'દુઃખી' એ નામ હું કયા દેશને આપું છું તે મારા વાંચનારે તુરત પિછાણી લીધું હશે. ખરેખર જોતાં આ બહોળી પૃથ્વી ઉપર એકજ એવો દેશ છે જે આટલી બધી વિરૂધ્ધતાઓ, અયોગ્યતાઓ, જુદાઈઓ, દગા ફટકા અને સંગીન મુશ્કેલીઓની ખુટ, જે ગુણો એવોજ નતીજો લાવે છે—તે ગુણો ધરાવે છે. એકજ નતીજો એવો હોઇ શકે—ઘણોજ ભયભીત, ખુનરેજ જંગ જગાડે; જેની યાદી ઇતિહાસમાં સર્વદા જળવાએલી રહેશે. એવું યુધ્ધ કે જે યુરોપનો નકશો ફેરવી નાખશે. જો ઓસ્ટ્રીઆએ પોતાની રાજનીતિમાં એક ક્ષણ ભાર પણ પ્રમાણીકપણું રાખ્યું હતે તો આજની તેની આફત સહેલાઇથી દુર કરી શકાતે. જો તે નિર્મળ, ચોખ્ખું, વફાદાર અને સાચ્ચું હોત ને પોતાની ચાલ ચલગત અને નીતિરીતિમાં સીધું રહત તો—સારાજેવાનાં કરૂણારસ બનાવ ઉપર સર્વીઆ અને વીએનાનાં રાજદ્વારી મંડળો વચ્ચે જે મુશ્કેલીઓ ઉભી થઇ હતી તેનો ખુલાસો રશીઆ અને ફ્રાન્સના ભેગા પ્રયત્નો ઘણી સુમેળ ભરી રીતે સમાધાની લાવી મુકત.

પણ તેના તેમજ દુન્યાંની સુલેહ શાંતીના કમનસીબે "પ્રમાણીકપણું" એ શું ચીજ છે તે ઓસ્ટ્રીઆએ જાણ્યું નહિ કે ના ખરો અર્થ સમજી શક્યું. સાધારણ સમજ વીનાનું તે છે એટલુંજ નહી, પણ સ્વભાવવતી કુદરતી પ્રેરણા પણ તેનાંમાં નથી; અને તેથી કરીને તેનાં આંધળાપણાએ તેને એવા ઉંડા ગારમાં હોમાવ્યું છે કે જ્યાંથી તે જલદીથી હારેલું, તુટેલું, મોટી નુકશાન ખમેલું, પોતાનો મોભો અને પ્રમાણિક લોકોનું માન ખોઇનેજ બહાર નિકળશે.

એમ કહે છે કે, એક વાર પ્રીન્સ મેટરનીકને પુછવામાં આવ્યું કે નેપોલ્યનની સાથે તેની

સર્બીઅનના લોક સ્વતંત્ર છે; એ લોકે ઑસ્ટ્રીઅન ગરૂડ રાજની મોટાઇ કબુલી રાખવા સાથેજ તેમના રાજ્ય વહીવટ ચલાવવામાં માથું માર વા દેવાને મક્કમાઇથી ના પાડયું. એ તેમની લડાઇ અને તકરાર ઘણાં લાંબા વખત સુધી ચાલ્યા કીધી; અને આજે પણ ઓછું વધતું એમનું એમજ ચાલ્યા કરે છે. જો કે આર્ચડયુક ફ્રાન્સીસ ફરડીનંડના કાઉંટેસ સોફી શોટેક સાથના, લગન પછી તેમના વચ્ચેનો કડવાસ કંઇક ઓછો થયો છે; એ કાઉંટેસ બોહીમીઅન વંશની હોવાથી સ્વભાવિક રીતે પોતાના વતની ઓ તરફ પોતાના પતિની રહેમદિલી ખેંચી લાવવાનો હમેશાં પ્રયત્ન કરતી રહી હતી.

ફ્રાન્સીસ ફરડીનંડ વિચિત્ર લક્ષણવાળો પુરૂષ હતો. અલબત્ત તેની સંકલ્પ શકિત કે મનોરથ બહુ જબરો હતો પણ તેને બુદ્ધિની ચમક અને ચોખ્ખી સમજની ખુટ હતી. તે રશીઆની ઘણોજ વિરૂધ્ધ હતો, અને જો ખરૂં પુછાવો તો જરમની કે જરમનીનો શાહાનશાહ કે જરમનીની રાજનીતિ તરફ કશો એનો ભાવ કે દાઝ તેને હતાં નહિ, પણ દુર ન કરી શકાયે એવી કોઇ ચીજ તરીકે તે તેને લેખતો હતો, કે જેના વગર રાજમાં જે ફેરફાર કરવાની યુકિતઓ તેણે રચી હતી તે પાર પાડી શકે નહિ; વળી, એ એમ માનતો હતો કે રશીઆના લોભ અને તેની તૃષ્ણાઓ સામે ટકી રહેવા માટે સ્લાવ જેવા બોહળા રાજ્યને આપી હુકુમત ચલાવવા તેને અરજ કરવામાં આવશે.

બલગેરીઆના રાજા ફરડીનંડ અને જરમન શાહાનશાહ સાથે તે ઘણી મિત્રાચારી ભરી રીતે હતો; પણ જે મિત્રો સાથે તેણે પોતાનું નસીબ જોડાયું હતું તે મિત્ર પસંદ પડતા હતા એમ કહેવું શક ભર્યું છે; સંજોગ અને સ્થિતીને અનુસરીનેજ તેણે આ મિત્રાચારી બાંધી હતી; પણ ખરૂં જોતાં તો, સઘળા તેના ખાસ વિચાર આચારો, તેની પસંદગીઓ તેમજ તેના ફાંટા તેને તેવા મિત્રોથી દુર રાખે તેવા હતા; પણ તેની પદ્ધી તરફ જોતાં તે સ્વતંત્ર માણસ નહિ હતો ! અને બનતા બનાવોને કાબુમાં રાખવાની જીવતોડમાં, તેમને તાબે થવાની તેને ફરજ પડી હતી.

તે હાલતમાં તેને એવી પદ્ધી મળી કે જે બા-હ્ય સ્વરૂપમાં ઘણીજ વજનદાર અને અગતની જણાતી હતી. વિચિત્ર એકઆલે તેનું રૂપાંતર યુરોપના ઉહાઉ–હાઉમાં ફેરવી નાખ્યું. તેને એવો ચિતરવામાં આવ્યો કે તે બીજા કશાના કરતાં ખાસ કરી લડાયક પ્રકૃતિનો હતો, અને તેને ફક્ત લડાયક ખમીર અને કિર્તીનીજ દરકાર છે. આ દેખાવ કરવામાં ઑસ્ટ્રીઆની વિચિત્ર રાજનીતિ હતી. જોકે એક રીતે તેને એ નામ ઘટિત હતું, પણ તે તદન ખરૂં નહતું. ભુલવાની જરૂર નથી કે એ આર્ચડયુક અધીર ઉમ્મરનો થઇ ગયો હતો. કીર્તિની ભુખી અને ઘણી ચતુર બુધ્ધિવાન સ્ત્રી સાથે પરણેલો હતો. એની સાથની સગાઇથી એ આર્ચડયુકની ભવિષ્યની સ્થિતિ લગાર કઠણ અને ખેંચતાણ ભરી હતી તે વાત એ સ્ત્રી અચ્છી રીતે જાણતી હતી; પણ તે કાંઇ ઓછી બાહોશ નહિ હતી કે પોતાના પતિની લોક–પ્રિયતાને કલંક લાગે તેવી મુશ્કેલીઓમાં પોતાના ધણીને ગુંચવાવા દે. વળી તે ઉપરાંત લડાઇમાં ઉતરતાં ને લડાઇના ચક્કરમાં પોતાના 'તાજ–તખ્ત' ઉપરથી નીચે ગબડી પડે અને તેમ થતાં તેણી ઑસ્ટ્રીઅન એમપ્રેસ નહિ તો પણ હુંગરીની રાણી થવાનો ખરો હક જોખમમાં નાખવા દીયે તેવી નાદાન નહિ હતી. તે જાણતી હતી કે, દેશ લડાઇ માટે જરાએ તૈયાર નહિ હતો પણ ઑસ્ટ્રીઅન સરકારનો તેથી જુદોજ અભિપ્રાય હતો, અને એક જ માત્ર તેની નેમ હતી. કોઇવાર સભ્ય તો ઘણી વારંવાર અતી તોછડી રીતના કાવત્રાં અને કારસ્તાનથી યુરોપના સ્લાવ દેશોમાં, તેના પોતા

ક્રાંયક અવસ્થામાં બંધ રાખ્યા હતા અને તેમની તપાસ ચાલી કહેવાતા અપરાધોના કશાપણ પુરાવા વગર તેમને ગુનેહગાર ઠેરવવામાં આવ્યા.

એ તમામ હકીકત સુધરેલી દુન્યાની જાણથી બહુ સફાઇથી છુપાવી રાખવામાં આવી, પણ તેનાં પડઘા, રૂસ્યન મંડળનાં દરેક વર્ગમાં જોરથી ગાજી રહયા, અને તેનાં પરિણામમાં રશીઅનો ઓસ્ત્રીઆ અને તેના કાવાદાવા ભણી ચોકેલા રહયા.

એ કાવાદાવા ગમે એવા ઉંડા હશે પણ સાદામાં સાદી ચતુરાઇ કે હુશ્યારી વિનાનાં હતા. દ્વીરાજ્યોની સત્તાનાં ઇતિહાસમાં, મુખ્ય કરી આ બારીક સમયમાં ઓસ્ત્રીયન રાજકારોબારીઓ જે અંધકાર ગોથાં માર્યાં હતાં તે ઉપર આપણે તાજુબ થયા વિના રહી શકતાં નથી. એની મહોકાણે તે લોકે એમ ધાર્યું કે જ્યારે ઓસ્ત્રીઅન રૈયત ઉપર તેઓ જુલમાત ગુજારી શકેછ તો યુરોપમાં ઉપર પણ જુલમાત ગુજારી કે ધમકી આપી તે લોકની ધારણા પ્રાપ્ત કરી શકશે; જે નેમો રાખવાનો એ લોકનો ખરો હક છે કરી માનતા હતા.

એ નેમો શું શું. હતી તે હવે જોઇશું તે એકે બોસનીઆ અને હરઝેગોવીનાને જોડી દેવું. ઓસ્ત્રીયન રાજગરૂડને સર્વિઆ, બલગેરીઆ અને બને તો ટર્કી તરફ ખેંચી જવાનું આ પહેલ્લું પગલું છે. જેવી સફાઇથી એ માટેનું પગલું ભરાયું તે ઉપરથી બુઢા શાહનશાહનાં પ્રધાનોએ ધાર્યું કે બર્લીન કોલ-કરારને તેઓ મરજી મુજબ મચડી શકશે. આ વખતે યુરોપે જેવી બેદરકારી દેખાડી તેવીજ બેદરકારી અને બેપરવાઇ, સ્લાવ પ્રજાનાં કોઇ પણ બીજા રાજ્ય તરફ યુરોપ દેખાડે તેમાં શક છે. બર્લીનનાં કોલ કરારનું ઉલંઘન કાઉંટ એરેનથલના૦ નાં ટુંક રાજકારોબારમાં થઇ વિચિત્ર રીતે યાદ રહી જશે. તે વેળા કોઇએ કાંઇ નહિ કીધું, પણ વીએનાની સરકાર ઉપર નેમ ધારો મોઇલી બેસી રહયા. રશીઆને ઓસ્ત્રીઆએ ટર્કીની સામે જે પ્રાંતોનું રક્ષણ કરવાની કબુલાત આપી હતી તેજ પ્રાંતો પોતે બેશરમીથી અચકયા વગર હોઇયાં કરી ગયું તે ઉપર રશીઆ પોતાનો ક્રોધ દર્શાવી ચુપ રહયું. રશીઆ તો બાલકન રાજ્યોનાં સ્લાવ રાજ્યોનો બાપ સમાન હતો, પણ જાપાન સાથની લડાઇ પછી તેનાં ઉપરનાં પડેલાં દુઃખથી તુરતનોજ ફારેગ થયેલો હોવાથી તે વધુ કરી શક્યું નહિ.

આર્ચ ડયુકનું ખુન નામર્દી ભર્યું. અને ભયાનક હતું તે છતાં ઓસ્ત્રીઆના કરતાં યુરોપમાં એ બનાવે વધુ ક્રોધ પ્રગટી નીકળ્યો. જ્યાં જેવો તે હોવો જોઇયે તેવો તે લોકપ્રીય નહિ હતો. તેને મજબુત ટેકો આપનાર તો માત્ર કેથોલીક લોક અને પાદરી પંથ હતો. અમીર ઉમરાવોએ તેનાં લગ્ન માટે કદી માફ નહિ કર્યો હતો. અને તે દેશનાં રાજ કારોબારીઓમાં અને લશ્કરમાં તેનાં કરડા સ્વભાવ અને દ્રઢ મનને લીધે અળખામણો હતો.

પણ આર્ચ ડયુકને એક વાર ખસેડી નાંખવામાં આવ્યો કે તેનાં ખુન ઉપર વધુ વીલાપ કરવામાં કે જરૂરી કરતાં વધું શોક પાળવામાં આવ્યો નહી. ઓસ્ટ્રીયન સરકારનાં આગેવાનો હવે પોતાનાં કાવાદાવા અને કાવત્રાં ચલાવવાને મોકળા થયા.

## લડાઇનો પ્રપંચ.

ઓસ્ત્રીયન વિલક્ષણતાનો વીચીત્ર ગુણ એ છે કે તે પોતાનું જાતી બળ, પોતાનો લાગવગ કે પોતાની શકતી—ઉપાયનું પ્રમાણ કાઢવા કે પીછાણવાને કેવળ અશકત છે. ઓસ્ત્રીઅન રાજદ્વારીઓ હમેશાં વંશપરંપરા ઉતરી આવેલી રૂઢી, જે રૂઢીનો તેઓએ અભ્યાસ વરીક કર્યો નથી તે રૂઢી ઉપર રહેતા આવેલા હોવાથી તેઓ એમજ ધારે છે કે તેઓ મેરાયા બેરસા

ચલાવી નાદાનીથી પાંયમાલ થઇ છે. તેની ખોટી ઉમેદો તેને કચેડી નાખ્યું છે.

"સર્વીઆનો જવાબ મળતાં ને એક ક્ષણ વાર વીચારમાં પડયું અને વમાસણ કરવા લાગ્યું કે પોતે ખરો માર્ગ લીધો છે કે કેમ; પણ માત્ર એક પળવારજ. તે જવાબ એવી આશ્ચર્યજનક રૂઢીમાં ગોઠવાયો હતો કે તેમાંથી છટકી જવાની બારી-છીદ્ર કશું રાખ્યું હતું નહી. પોતાને સંતોષ નથી મળ્યો એમ કહેવાનું તેને કશું કારણ હતું નહિ.

## આધીનતાનું બળ.

એમ કહે છે કે પ્રદેશ ખાતાનો એલચી, જે સર્વીઅન વજીર મી૦ પાશીતીશ સાથે સારો અંગત વ્યહવાર રાખતો હતો, તે એલચીએ પૂછયું કે.—"એવો લેખ લખવા તમારા હાથ કેમ ચાલ્યા, અથવા તેને બહાલી આપવાની રીજંટને સલાહ આપવાને તમારૂં મન કેમ ચાલ્યું ? તમો પોતાને ઓસ્ટ્રીયાનાં ફરમાબરદાર સેવકો બનાવો છો, અને તેનાં બદલામાં તે શું તમોને આપવાનું છે?"

"આપણી તાબેદારી કબૂલ રાખવાનું ના પાડશે તે બદલો." તે ઉંડી નજરનાં વિદ્વાન્ રાજદ્વારીએ નરમાસથી જણાવ્યું. તેને પોતાના લાંબા અનુભવ ઉપરથી ખાતરી હતી કે એક વાર ઓસ્ટ્રીયન સરકાર કંઇ કામ કરવાની હઠ લેશે તો પ્લાનમાં કશી રીતે અટકે તેમ હતું જ નહી. પોતે રચેલી યુક્તિઓ છોડી દેવા કરતાં પોતાનાં આચરણ એવાં રાખશે કે પોતાની નજર સામેનું જોશે નહિ અને કાનમાં બુમ પાડી કહેલું સાંભળશે નહિ. એક ગ્રહસ્થ જે આ હાલનાં બારીક સમયે વીએનામાં હતો. અને લડાઇ ફાટી નીકળવાની સહજ આગમજ તો રશીઆ પાછો આવ્યો હતો તેણે વીચીત્ર વાત કહી હતી. એમ કહે છે કે, ઓસ્ટ્રીઅન પરદેશ ખાતાની આફિસના અમલદારે કાઉંટ બર્ચટોલ્ડ ને કહયું કે(તે વેળાએ અલ્ટીમેટમની ચર્ચા ચાલતી હતી)" ઓસ્ટ્રીયન માગણીઓમાં જરૂરી બાબતો સર્વીઆએ સ્વિકારી ઓસ્ટ્રીઆને પૂરો સંતોષ આપ્યો છે એટલે એ સવાલ હવે બંધ પડશે કેની ?' કાઉંટે તાજુબ થઇ ઉપર જોયું. તેણે હમોને સંતોષ નથી આપ્યો; પણ જો તેણે આપ્યો પણ હતે, અને હમારી હરેક શરત "હા" પાડી હતે તો પણ આપણને કંઇને કંઇ ઉમેરવાને મળી આવ્યું હતે, યા નહિતો હમે તેને એમ કહતે કે, તારી 'હા; હમોને, 'ના' સમાન છે"

એ ઉદગાર જો ભાવાર્થમાં ખરો ન હોય તો પણ હકીકતમાં તો ખરોજ પડયો છે, કાંક ઓસ્ટ્રીયન માગણીઓનો જાણે સાધારણ જવાબ વઠીક ન મળ્યો હોય તેમ ઉદ્ધત પણે સર્વીઅન રાજ્યનો જવાબ મળતાંજ લડાઇ જાહેર થઇ. ભેદ એ છે કે, ઓસ્ટ્રીઅન સરકારને એવી ખબર મળી કે રશીઆ નાચાર થઇ ગયું છે અને તેથી રક્ષણ વિનાનાં સર્વીઆ પર હીમંતથી ધસી જઇ તે ગરપ કરી જવાનો વખત આવ્યો છે પણ રશીયા તો જક્કીલું અને પુર બહારમાં શક્તીવાન સાબેત થયું. ઓસ્ટ્રીઅન સરકાર આ અજાયબી ડાચું વકાસતી જોઇ રહી.

રશીઆએ હીમતથી જાહેર કર્યું, કે તેના મીત્ર રાજ તરફથી તે ઉભું થશે અને એવા તોર અને જોરસાથી થોડુંક લશ્કર એકઠું કીધું કે સર્વ કોઇ વીચારમાં પડયું; પણ ઓસ્ટ્રીઆના પોતાનાં ભેજાંમાં કશી અસર થઇ નહિ. પરંતુ ઓસ્ટ્રીઆએ તો જે સ્થીતી ઉપજાવવાની બધી કોશીશ કરેલી તે સ્થીતીને હવે તે બેદરકારીથી જોવા લાગ્યું, અને જરમનોએ ભુંજવા મેલેલો પાપડ જે ભુંજાઇ રહયા પછી પોતેજ આપો ખાઇ જવાનો એમ્ભીઆ વીચારતું હતું તે ચુલામાંથી ભુંજાઇ બહાર નીકળે તેની વાટ જોતું થોભ્યું; પણ પોતાનાં આંધળાપણાં એટલું નહી સમજયું કે એ તેનો મીત્ર જે પાપડ

ઓસ્ટ્રીઆ જ્યારે પોતાના સઘળાં કાવત્રાં તથા નીચ હલકી નેમોમાં હાર્યું, તેની સઘળી યોજના સદંતર નાશ પામી ત્યારે પોતાનો રજુ કરેલો ઘસાઇ પીસાઇ ગયેલો અલ્ટીમેટ ગરીબડાં સર્વીઆના મોઢ ઉપર ફેંકવાનો તેણે ઠરાવ કીધો, તેણે શું, એવી આંધળી હઠીલાઇમાં મચ્યાં રહી સુંદર નતીજે પોહોંચવાની એવી લેશ પણ આશા રાખી હશે? અલબત્ત એવો સવાલ કોઇ પણ કરી શકે. સાંભળવામાં આવેલું જો ખરૂં હોય તો, એમ કહે છે કે ઓસ્ટ્રીઆમાં બીનસ્વાર્થી મનના કેટલાક લોકો છે જેઓ ખૂબ સમજે છે કે જે માયાકુટ, અને અવસ્થાંમાં ઓસ્ટ્રીઆએ પોતાને ગુચવી છે તેમાં તે કદી ફાવનાર નથી. તેનો દાવો ખોટો અને દગાખોર છે. પણ અફ-સોસ! એવાં લોકનો રાજ વહીવટમાં કશો હાથ નથી, બલકે આગેવાનોનું પોકળપણું, અને સાદામાં સાદી તેમની ડહાપણ કે દૂર અંદેશાની ખૂટ સામે એક ઉદ્ગાર કાઢવાનો તેમને હક નથી. તેમના મોઢાને મોટું તાળું મારેલું છે.

હાલમાં, આ ખુનરેજી ભર્યો સમય જે આખા યુરોપને બલકે આખી જગતને ધ્રુજાવી રહયો છે તેનું મુળ કારણ માત્ર ઓસ્ટ્રીઆ છે. ઓસ્ટ્રીઆ મનુષ્ય જાતીની સનમુખ, સુધારા વધારાના જમાનાં સનમુખ, અને કદી એવી વર્ણવવાં કે દીઠામાં આવી નથી તેવી યુધ્ધને લગતી તેની જવાબદારીઓ સનમુખ કાળે મોઢે ઉભું છે. રેશેલુ અને બીરમાર્ક જેવા રાજ દ્વારીઓ એવી લડાઇ કરવા આગમજ લાંબો વખત યોગ્યતે અને અચકાતે, પણ આ ઉલ્લુઓ પોતાની તુચ્છ, હલકી રાજનીતી વડે તેનાં હવાઇ સ્વપ્નાઓ માટે પોતાના નીચ, હલકા લોભ પાર પાડવા પોતાનામાં શારરીક વીર્ય કે દમ વગરનું મન બળ છતાં પોતાનો દોસ્ત અને દુશ્મનના ખરાબમાં ખરાબ મનોવીકાર ઉસકેરવું, કાવાદાવા રચવું અને નીંદા કરવું રહી, નેકી અને સદ્ગુણનાં સાહ્યામાં છુપાઇ ખોટું બહાનું કાઢીને આ ખુનરેજી શરૂ કરી છે જો કે એ ખુનના કરતાં અધીક વધુ કાળા અને પાપી કર્મોથી ઓસ્ટ્રીઅન સરકારે પોતાના આબરૂને કલંક લગાડેલો છેજ.

તેણે પોતેજ પોતાની બેઅદબ ભરી લાલશા અને લોભ થકી પોતાની પાછલી જાહોજલાલીને ફેંકી દઇ યુરોપમાં જે માન અને જગ્યા તે ભોગવતું હતું તે ફેંકી દઇ પોતાના હાથે કરી પોતાના પગમાં કુહાડી મારી છે. ખોટા વહેમોમાં લપેટાઇ રહી ખુન થયલા આર્ચડયુક અને તેની કતલ કીધેલી પત્નીને, ભૂમિદા કરવાનું ક્રીયા-કર્મ પણ પોતે બરોબર નહિ કરાવ્યું કે કીધું. એ નીર્દય ઘોર કર્મ વીરૂધ્ધ આવેશથી બોલી સભ્યતાથી દરેક પ્રપંચ દૂર કરવો જોઇતો હતો તેને બદલે તે વખતે વંશપરંપરાં ઉતરી આવેલા રીવાજોનો વીચાર કરવા તે બેઠું અને દરજ્જા અને મોભ્ભાનો ખ્યાલ તેણે હાથે કરીને પોતાની કબર ખોદી છે.

## ખોટું બહાનું.

એ કરતાં બદતર શું છે? આવાં ઘોર પા-પીષ્ઠ કર્મોનો લાભ લઇ પોતાનાં ઢોંગ ધતુરા ને નેકી નીતીના કહેવાતા સાહ્યા હેઠળ રાખી તે ખરા રંગ રૂપમાં બહાર આવ્યું તેની કદર ખા-વી એ નામુનાસેબ અને નહિ બને એવું છે. એને સારૂં ઇચ્છવું એ બુરાઇને ચહાવા બરાબર છે. આપણે માટે હવે કરવાનું કાંઇ રહયું નથી. ફકત તેની મુર્ખાઇઓ ઉપર ટીકા કરવાનું છે. એટલોજ શોક છે કે આટલી બધી ખરાબી કરવાની તેની કોશેશથી તે હજી જલદીથી તેનાં શત્રુઓનાં ચરણ આગળ અશક્ત અને કેવળ દુર્બળ થઇ પડયું નથી. તે અત્યાર આગમજનું તેમ થયું હોત પણ જર્મનીએ તેને પોતાના ભોગે ટકાવી રહયું છે. તેનાં સઘળા શત્રુઓમાં, તેનીજ પ્રજા જેની ઉપર તેણે રાજ ચલાવ્યું છે, તથા જેના પર મહા જુલમ, અ-ન્યાય ગુજાર્યો છે તે લોકના કરતાં વધુ નીર્દય કોઇ બીજો શત્રુ એનાં ઉપર થનાર નથી. તે મનમાં કોતરી રાખવું. બીજા રાજ્યો કરતાં પ્રજાજ કાંઇને કાંઇ કરશે કેમકે પ્રજાનું નખ્ખોદ વાળનાર, દુન્યામાં અત્યારચાર ફેલાવનાર એ દુષ્ટ સરકાર છે અને ચહાવું ઇશ્વરનું છે તો તેવો વખત હવે બહુ જલદીથી આગળ આવે છે.

હવે અમુને માલમ પરયું કે તમે એમ કરીને અમારી સાથે ઠગબાજી રમયા !"

"એટલે ?" એમ બોલીને તમે કહેવા શું માગોછ ?' મંચુએ પુછયુ "હું હજુરબી કેહુંછ કે હું મુફલેસ છેઉ. હું હયાં કેવી રીતે રેહુંછ તે બી તમે નથી જોતા ? નહી મારા દીલપર કપડાં પાથરાં મળે, કે ઓરડામાં ફરનીચરનો જાત નહી મળે. બધાઓજ મારોપર, કેસ ઉલટોછ ? આજે લગભગ છ મહીનાની વાતપર મારો ભત્રીજો મારી આગળ રરવા તતરવા પરયો કે મને ધંધો કરવા પૈસા જોઇએછ તે તમે આપો મેં તો ઘણું બી ના કહયું કે મારી પાસે અરધી બી નથી પણ એ સહમજયોજ નહીં. પછી આખરે જેમ તેમ કરતાં મેં બસો રૂપયા બહારથી કહરાવીને આપ્યા. કેહજે હું તમુને થોડા વખતમાં પાછા આપશ. જોની તે હજુર રૂપ્યા પાછા ફેરવેછ તે ? આજે છ, છ મહીના થયા એણે મોતુજ નથી બતાવ્યું. આય અકસમાતથી મારો સુટ ખરાબ થયો ને ઉપરથી દુખ પર ડાહામ તમે આય હોસપીટલ તરફથી પૈસા લેવા આયાછ !"

"મી. મંચેરજી તમે જાણોછ તો ખરા કે આય ડાકટર ધાપમારની હોસપીટલ તદન ગરીબમાં ગરીબ પારસીઓ માટેજ છે ! તમે ગરીબ નથી. તમે તે વખતે અમુને એમ કહીને છેતરયાં. બોલો તમે હોસપીટલમાં કેટલા રૂપ્યા ભરોછ ?"

"પણ લાઉં કીયા ચુહલામાંથી ?" મંચુ બખાળ્યો. "માગવા તો બધા આવેછ પણ હું ચોરી કરવા જાઉં ? મારે હોસપીટલમાં અરધી બી આપવી નથી. ચાલો ચાલતી પકરો, મને હજુર ઘણું કામ છે !"

તેણે એટલું બોલીને ઓરડાનું બારણું ઉઘાડયું. નર્સ ઉઠીને બારણા આગળ ગઇ.

"મી૦ મંચેરજી અમે એમ ચાલવા દેવાના નથી," ઉંબર આગળ જતાં જતાં તેણી બોલી, "તમે અમારી તરફથી ફરીથી સાંભળશો. અમે કંઇ એમ મુંગા બેસી રહેવાના નથી."

"ઠીક છે તમારાં કાગળો હું એમના એમ ઉઘાડયા વગર પાછાં મોકલશ. ચાલો હવે તમે સધાવો."

નર્સ ગઇ કે તેણે બારણું પાછું બંધ કરી દીધું.

"મારી પાસે પૈસા લેવા આવી" તે બબડયો "એમ બધાનેજ પૈસા આપવા બેસું તો પછી દેવાળુંબી કાઢવું પરે ! હું બી જોઉંછ તમે લોક મારી પાસેથી કેમ પૈસા લેઓછ તે !"

નર્સ અને મંચી વચ્ચે ઉપલી ટપાટપી થયાને ચારેક દહાડા પછી મંચીને નામનું એક રેજીસટર્ડ કાગળ આવ્યું. મંચુ જાણે કે તેના ભત્રીજાએ રૂપયા પાછા ફેરવ્યા હશે. તેથી ઉલટમાં આવી જઇને તેણે તે કાગળ લઇને ઉખેડયું. પણ વાંચતાંજ મંચીએ સરસ્વતી ભણવા માંડી. તે નીચે મુજબ હતું.

ડાકટર ધાપમારની ગરીબોની હોસપીટલ.

મુંબઇ તા-૧૫-અકટોબર-૧૯૧૫

સાહેબ—ગયે મહીને તમને મોટરનો અકસમાત થયો હતો. તે વેળા ગરીબોની આ હોસપીટલમાં એક પાઇ પણ લીધા વગર એક અઠવાડયું સુધી તમુને રાખવામાં આવ્યા હતા. આ હોસપીટલ તદન ગરીબ પારસીઓ માટેજ છે, પણ તમોએ ત્યાં જુઠું કહેવાથી વગર પૈસે તમુને ત્યાં રાખવામાં આવ્યા હતા કે જેમ કરી તમોએ ગરીબ દરદીઓના હકમાં ઘણું મોટું નુકશાન કર્યું. હાલમાં અમુને માલમ પડયું છે કે તમારી પાસે સારો પૈસો છે અને તેથી તમુને આ હોસપીટલમાં રાખવામાં આવ્યા તેના બદલામાં હોસપીટલમાં રૂ. ૫૦, તમારે આપવા.

"તમે શું કામ ગભરાવોછ મી૦ મંચેરજી" નર્સ હંડે કલેજે બોલી, "હું કંઇ હવે તમારી પાસ બીજા રૂપીઆ માંગવા આવી નથી. તમે અમારી હોસ્પીટલને આવી ઉમદા બક્ષીશ—"

"શું ઉં ઉં ઉં ?" મંચી બોલી ઉઠયો, "ઉમદા બક્ષીશ! મારી તરફથી! તમે શું બકોછ તે કંઇ સહમજ પરે ?"

હવે અજાયબ થવાની નર્સની વારી આવી.

"શું, શું, વળી પેલું રેજીસ્ટર કાગળ!" તેણી બોલી "તમે, તે કાગલ પરથી નામ છેકી નાંખેલું તોબી તે ઉપર લખેલું તમારૂં નામ અમે ઉકળાવી શકયાં."

મંચુ તો આ ખુલાસો સાંભળીને ચોંકયો.

"વારૂં હું એમ પુછું કે તે રેજીસટર કાગળમાં શું હતું ?"

"સો સોના બે ટુકડા ને કાગળની એક કાપલી જે પર લખેલું કે "કુલીની ઘણી ઘણી સલામ સાથે. કામકાજ ઘણુંજ સરસ ચાલેછ, મામાની મહેરબાનીથી." તમે તે દહાડે કેહતાતાની કે તમારા ભત્રીજાને તમે બશો રૂપીઆ આપ્યાછ તે તેણે હજુર પાછા નથી ફેરવ્યા, તે આયજ બશો રૂપીઆ હું ધારૂંછ કે તેણે તમુંને પાછા મોકલેલા. ખરેખર આય રૂપીઆ તમે નહી લેતાં બહારો બહાર હોસ્પીટલમાં મોકલ્યા તે સારૂં તમુંને શાબાશી ઘટેછ મી૦ મંચેરજી."

મંચુ તો બે ઘડી હબાઇને નર્સનો આ ખુલાશો સાંભળતો હતો. હવેજ તેણે શું ઘોટાળો વાળ્યો હતો તેનું ધ્યાન આવ્યું. પોતાના ભત્રીજા તરફથી કશું પણ સાંભળવાની તેને આશા રાખેલી નહી. ભત્રીજો રૂપીઆ મોકલશે એવી તો મંચીએ વકી રાખેલીજ નહી. પણ આ તો નહીં ધારેલું બન્યું. ફલીએ રૂપીઆ મોકલ્યા ને તેણે બહારોં બહારથી ડાકટર ધાપમારની હોસપીટલમાં મોકલી આપ્યા. હવે કરવું બી શું ? મુગા રેહવામાંજ તેણે પોતાની શોભા જોઇ. હવે તો આછી ફેરવી લેવાની તેણે વેતરણ કીધી.

"મારી આટલી નજીવી જેવી રકમની આટલી કદર બુજાયલી જોઇને હું ઘણો ખુશી છેકું" તે બોલ્યો, "તમે કહોછ તે ખરૂંજ છે જે કોઇ મારી પાસે માંગવા આવેછ તેની સાથે પહેલાં હું એમજ ગુસ્સે થવાનો ઢોંગ કરૂંછ પછી મારી મરજી પડેછ તેટલી રકમ હું મોકલી આપુંછ શું કરૂં એમ નહી કરૂં તો બધા મને કંટાળો આપે."

નર્સ ફરીથી તેનો ઉપકાર માનતી ત્યાંથી વીદાય થઇ અને મંચી પોતાના નસીબને રડતો ઓરડામાં ભરાયો.

---

બુધવારના વાંધા વાળા એક સાહેબ કેમીસ્ટની દુકાન પર ગયા અને દુખતું માથું સારૂં કરવાનો ઇલાજ જાણવા માંગ્યો.

કેમીસ્ટ હુસ્યાર હતો એટલે તેણે તે ભાઇને ખુરસી પર બેસાડયો અને અભરાઇ પરથી સ્મેલીંગ સોલ્ટની બાટલી લઇ તે ખોલી બુધવારના વાંધાને જોરમાં દમ લેવા કહ્યું પણ તેમ થતાં તે બાપડો મુંગો મંતર થઇ ગયો ને તેની આંખમાંથી પાણી પડયું.

હુસ્યાર થવા પછી કેમીસ્ટે પુછયું 'કેમ, માથું દુખતું નરમ પડયું.'

'તારા બાપનું કપાળ !' તે બરાડયો. 'કોણે કહયું જે મારૂં માથું દુખતું તું. હું તો મારી બરીને વરે દવા લેવા આયો તો.'

'બાંધવા તારો વાંક બહુ મોટો છે તને ચાર અઠવાડયાની સખત કેદની સજા કરૂં છું' મેજીસ્ટ્રેટે જણાવ્યું. 'પણ તું ખુશ થા......તારા જેવો ભાગ્યશાળી મેં બીજો જોયો નથી...એવું માન બધાને મળતું નથી' અહીં બાંધવાએ બહુ આશાજનક ચહેરે મેજીસ્ટ્રેટ તરફ જોયું કે તેમણે હસીને ઉમેર્યું 'નવી જેલ જે બંધાઇ છે તેમાં પહેલા કેદી તરીકે તને પુરવામાં આવનાર—જા, બચ્ચા, ખુશ થા! બધાનાજ નસીબમાં એવી ભલાઇ આવતી નથી હોં!

# A Happy New Year !!!

*( for Gulshan )*

By

**Trimbakrai Jadvarai Desai, Berrister at-Law**

." *Amasni rate, Padvene vahane,*
*Saparme Parbe, Sabras ! Sabras !* "

*2*

Bursts forth fair "*Uskas,*" Crimsons East Indi:
Street—boys shout out-" *Sabras* | *Sabras* |"

*3*

Shines out *Shri Surya* ! Ushers *the New Year*
Loved-ones meet loved-ones–*Sabras* ! *Sabras*

*4*

*Rajas* hold *Durbars, Prajas* pay *Homage,*
Receiving " Sakar "-*Sabras* | *Sabras* |

*5*

Dressed in new garments, Young and the aged
Flock to their Temples, *Sabras* | *Sabras* |

*6*

Rich and the poor, Send *Love* with *Greetings*
*Fireworks* and *Sweetmeats. Sabaas* | *Sabras*

*7*

"*Swarees*" of *Princes, march in Processions,*
*Music* and *Standards* ! *Sabras* ! *Sabras* !

# હિંદે ગુમાવેલું રત્ન.

અફસોસ ! કાળનો ભોખંડી પંજો હાલમાં પુર ઝડપે ગરીબડા હીંદના વહાલા પુત્રો પર પડવા લાગ્યો છે અને તેનાં એકેકથી સરસ, રત્નો, જાણે પરમાત્માની દરગાહમાં નામાંકિત વિરલાઓની ખુટ પડી હોય તેમ ઉંચકાઇ જવા લાગ્યાં છે. ગઇ તા૦ ૫ મીએ મહા બુરા બનાવના સમાચાર પ્રગટી નીકળ્યા અને આખુ હીંદ કકળી ઉઠ્યું કેમકે પહેલાં હિંદી પછી પોતાને પારસી ઓળખાવનાર, દેશ સેવામાં નિમગ્ન થયેલો મહાન યોધ્ધો, મુંબઇ ઇલાકાનો તાજ વગરનો રાજા, વકતા બાજીથી ભલભલાઓને આંજી નાંખનાર વિરલો, મહાન ભકત, ડાક્ટર સર ફીરોજશાહ એમ. મહેતા, કે. સી. આઇ. ઇ, એમ. એ. એલ. એલ. ડી, બેરીસ્ટર, આં ફાની જેહાંનથી પોતાનો કિમતી વાસો ઉઠાવી પેલી જેહાંનમાં ચાલ્યા ગયા છે.

હિંદના આ મહાન પુત્રની જીંદગી બાબે બહુ બહુ લખાયું છે અને લખાશે પણ તેની મહાન જગ્યા પુરવાને કયો ભક્ત આવશે તે આપણે ખરેજ જાણી શકતા નથી. યુરોપ, અમેરિકા વગેરે ઠેકાણે એક દેશાભિમાની નરની જગ્યા બીજો તેવોજ શખ્સ લેછે, પણ કમનસીબ હિંદ એક બીજો ગોખલે, એક બીજો સર ફીરોઝ ક્યારે પેદા કરશે તે કહી શકાતું નથી. હિંદના મહાન દાદા તો હવે રીટાયડ થયા છે; તેઓ એકાંત જીંદગી ગુજારેછે પણ તેમને પગલે ચાલી, દેશ સેવાને પોતાની જીંદગી અર્પણ કરનારા મેહતા અને ગોખલે જેવા પુત્રોની ખુટ પુરાવી ખરેજ મુશકીલછે. સર ફીરોજશાહની ખુટ હાલ આપણને એકદમ જણાઇ આવશે નહિ પણ જેમ જેમ સમય જતો જશે, તેમ આ ભલા નરની ખરી ખુબી પીછાણાં આવશે. આખું હિંદ ગોયા આ પરમાર્થી મદદગારની સેવાની કદર બુજેછે અને જાહેર આચાર વિચારોમાં જેઓ તેમના મતથી દુર રહેતા હતા તેઓ વળી તેમનું મરણ દેશને આફત સમાન લેખે છે. સર ફીરોજશાહના ચરિત્રમાં એકજ ટુકડું માણસને ઘડીભર અજાયબીમાં દંગ કરી દેવાને અને આફ્રિનનો ઉદ્ગાર કઢાવવાને પુરતું છે. સ્વતંત્ર પણે દેશ સેવામાં ઓસ્તવાર રહી નિડર પણે બોલનાર સર ફીરોજશાહ જેવો બીજો વકતા થવો મુશકેલ છે. ગરીબ હિંદ માટે એવાં અનેક રત્નો પેદા થવાની ખરેજ જરૂર છે.

હિંદની નેશનલ કોંગ્રેસને દેશની કિમતી સભા તરીકે ગણાવી દરેકને પ્રિય થઇ પડે એવી બનાવનારાઓમાં સર ફીરોજશાહનું નામ પહેલી પંક્તિએ જળવાઇ રહેશે. પોતાના બળવાન દેશને ઉચ્ચ સ્થિતીએ લાવવા આ વિદ્વાને જે કિમતી સેવા બજાવી છે તેનાં ફળો થોડાંતો તેમણે પોતાની નજરે દીઠાંછે પણ યુરોપી ખુનખાર જંગ પછી હીંદને મળનારા લાભો જોવો આ કિમતી જીંદગી રહી નથી એ ખરેજ કમભાગ્યની વાત છે. ગરીબ હિંદ અંધકારમાં આથડવા માત્ર પુરતાં તેજમાં ફસકતું ફસકતું આવેલું છે તેનાં કમનસિબે તેને ટટાર થઇ ચાલતું જોવા માટે સર ફીરોઝશાહ રહ્યા નથી. હીંદની તવારિખમાં સોનેરી હરફે કોતરાઇ રહેનાર બનાવો વેળા સર ફીરોજશાહ જેવા નરની પાકટ શાંતિના અનુભવની બહુ બહુ જરૂર પડનાર છે એ નિઃશંક બાબદ છે પણ માણસ ધારે છે શું અને પરમાત્મા કરે છે શું ! કોણ જાણી બેઠું હતું સર ફીરોજશાહ આપણ વચ્ચેથી આટલા જલદી ચાલી જશે. અલબત તેમની ઉમર ૭૦ ની હતી પણ એતો ઉપરા વાત છે કે સર ફીરોજશાહ સો વર્ષ જીવ્યા હોત તો એ તેમનું મરણ દેશને તો આફત સમાનજ થઇ રહત.

શાંતિ. શાન્તિ હોજો તારા પવિત્ર રૂહને, ભલા દેશ ભક્ત ! ખરેજ, દીકરા હોજો તો સર ફીરોજશાહ જેવા હોજો !...કમનસીબ હિંદ !]

# In Memoriam.

## SIR PHIROZESHAH M. MEHTA.

*No more alas he'll brace his armour on*
*And step a happy warrior to the fray;*
*No longer will he shine as he hath shone*
*The Lion of his Day!*
*Who bore his wounds as lightly as he gave*
*In many a contest waged with knightly worth*
*With but one sole ambition,—'twas to save*
*And serve his native earth.*
*And in her service to her councils brought*
*A mind whose action erred not from the law,*
*But bore the fruits of ripe and tempered thought*
*Marred by no vicious flaw.*
*A brave and fearless foe, a faithful friend*
*Who never stooped to actions base or mean*
*But fought his way towards the desir'd end*
*With weapons bright and clean.*
*Winning his way, [illegible] by his grace*
*He kept his public honour free from ill:*
*Though the stern spirit of the Iranian race*
*Flashed from his bosom still!*
*Go happy warrior to thy well earned rest,*
*Leaving behind the harvest from thy seeds*
*And the proud fame of one who gives his best—*
*In thoughts and words and deeds!*

(B. Chronicle.)

# પરબ્રહ્મ કૃપા.

(તોતટ-ભૈરવ.)

પરબ્રહ્મ કૃપામૃત કેવલ એઃ
રસતૃપ્તિ છવાય કૃતજ્ઞ દિલે !
પ્રભુતા રસધાર અનન્તી વહેઃ
સુકુમાર લીલાશ ભવે પ્રસરે !
રસિયાં સ્વજનો રસરાસ રચેઃ
ઉછરંગ વિનોદ વિલાસ મચે !
પ્રિયતા પ્રકટે, રસભક્ત ખીલે,
પ્રિય પ્રાણ વીણા ઝૂક કે ગજવે !
પ્રભુ ! જ્યાં વરસોજ સહસ્ત્ર કરે-
કંઈ ત્યાં પછી માગવું શું જ રહે !
રસ જીવનની પળ ધન્યઃ અહો !
પ્રભુ ! એક અખંડિત એજ રહો ! !

લલિત.



# "બચન"—યા—વચન.

લખનાર—"હરમીસ."

ઓ બેમુલ જવાહીર—ઓ "રાસતી કા સર!"
કહેતા હુએ કે—ખુદ જમીન—રહેતી હુએ, તુજસે ખુબતર
"બચન" પર રહેતી હુએ—ખુદ આરાકકી "જાન"
સલતનત કે ઈમાનપે—રહેતા હુએ, શાહીકા, "સચ, અરમાન"
માલુકકી મજાક ઔર મોજ જો દેખા—તો "ઈમાન" હુએ
ખુદ અલ્લાહ—વાહી ઈનસાન પર—કુરબાન હુએ!
હજારો "દાગ" કા ઈલાજ દેખા—ઈમાન હુએ.
ખરીદા! મુમકીન એક ચીજ—ગર પસંદ હો, તો ઈમાન હુએ
લયાકાત—હીમત, ધર્મ, વફાદારી—કા બેદ બચનમે!
ફરીશતા શાગીર્દ બને—ઉસકા ખ્યાલ હુએ બચનમે.
શાહીકી શાનમે—મહકુ ફરક દે—ઓ ઈમાન હુએ
લાખો ઝર માલકા કીમ્મત દેખા—ઈમાન હુએ—
દુખ ઔર દર્દકા દેજ, ઓ તાકાત, હુએ ઈમાનપે
ખુદ ઈમાનકા આસરા રહેતા હુએ—અબ રહેમાન પે.
બદનકી ખાલજો જાયે—ઈમાન કે લીયે જાને દે.
ઉસકી કુરબાનતસે જો મૌત આયે—તો આને દે!
બરબાદ જો લાખો "જાન"—કયા મુકાબલા ઈમાનસે
અલ્લાહકી પનાહ જો ચાહે—જાન બરદ લાઈ ઈમાનસે!

# ખોદા પાસે શું માંગશો ?

## આ માંગવું તમને ગમશે ?

ચઢાવે નહી મને ઉંચે મીનાર,
કબુલ, પણ ના એથા નીચે ઉતાર.
જ્યાં છું ત્યાંજ ઠરીઠામ રહેવા દે બસ,
એજ મારૂં ચાહવું, અય ફરયાદ-રસ !
વધારે નહી તો જેમ તારી મરજી,
મગર ના રાખતો બીજાનો ગરજી.
સુફીઆની ખાણું નહીં આપે તો ખેર,
પણ ટુકડો પહોંચાડજે ખાવાની વેર.
ઘોડા ગાડીનો જો નહીં આપે તોર,
બરહક, પણ કાયમ રાખ ટાંટયાનું જોર.
બેહતર કે માતબર યા શેઠયો નહી થાઉં;
પણ એટલું કરકે મુફલેસને ચાહું.
બેહતર કે નહી રહું તનમન બલથી શાદ,
પણ રોગ ને ચીંતાથી રાખજે આઝાદ.
દુધ નહી આપે તો પણ જળ તો દજે,
જેહમત બી કરાવ પણ ફળ તો દજે.
ધન નહી તો ધાન્ય તો દજે હમેશ,
માન, નહીં તો અપમાન ના દતો હરગેઝ.
બેહતર કે બીજાથી પોતે હીણાઉં,
પણ નહી હું બીજાનું ભુંડું કાંઇ ચાહું.
બેહતર કે દુન્યામાં હીણાયલો રહું,
પણ તારી આંખમાં તો ચહવાયલો રહું.
દુવા ને ઇચ્છા મુજ. જે છે તે એજ,
ફલ મારી દુવાનો સરવાળો એજ.

ખુરશેદ.

'બાઇ સાબ અભીજ એક ગાડી પસાર થતી હતી ઉસમે બયઠકે ગયા" તેણે જાણ્યું કે 'ચંદર મીનાર' તરફના રસ્તાથી ઉલટીજ બાજુએ નરગીસ ગાડીમાં હંકારી ગઇ હતી. એટલે તે સ્ટેશન તરફજ ગયલી હોવી જોઇએ. મીનુએ ઘણીજ તાકીદથી પોતાની ગાડી જોડવાનો હુકમ આપ્યો ને બોલ બોલતાં ગાડી સામે આવી ઉભી. "સ્ટેશન તરફ હાંક" મીનુએ ગડગડાટ કર્યો. ઘોડાને ચાર પગે છોડી મેલવામાં આવ્યો હતો, છતાં "જલદી હાંક" નો અવાજ અંદરથી કોચમેનને આવ્યાજ કીધો.

"એ છોકરી શું કામ ચાલી ગઇ તે હું જાણું છું, અરે એને ખાતર પૈસાં કંગાળ પૈસા હું ખોઉં તે એને પસંદ નથી. કેવી સ્વભોગ આપનાર! પણ શું થયું, આજે વીલકીન્સ દેખતો કેમ નથી! અરે રખેને એના ભેજામાં વહાર આવે ને એ આગલી ટ્રેનમાં નીકળી જાય તેમ બને તેવું તો નથી. બધું તાતે પાએ થયું છે, પણ જો એ જરા વારની નીકળી ગઇ હશે તો હું ક્યાં શોધીશ. જમીનને પાતાલ એક કરી એને મારા બંગલામાં ઘસડી લાવીશ. મુવાં આલીપુઇ, મારું કામ બગાડવા નીકળી પડયાં." અહિં તેણે એક મોટો કુદકો મારી ગાડીમાંથી નખાવી દીધું. જેમ કરતાં સહેજમાં પોતાના પગને ઇજા કરતો બચી ગયો.

પોતાની અદરાવલીની શોધમાં હાંફલો ફાંફલો સ્ટેશન તરફ દોડયો. કુદરતીજ તેનાં પગલાં લેડીઝ વેટીંગ રૂમ તરફ ધસ્યાં. ત્યાં એક સ્ત્રી ખુણામાં દબાઇ સંપાઇ આંખમાં આંસુઓ સાથ તદન એકલાં બેઠેલી હતી. મીનુએ તેને જોઇ, તે આકારને વળગી પડયો. તે પોતાનીજ પ્રાણપ્રિયા હતી. "શું લીટલ ગુલી ડીઅર, આવ જવાનો અર્થ હું સમજી ગયો."

"નહિ નહિ, મીનોચહેર, તમારે પગે લાગું, તમે અહિંથી ચાલી જાવો. મને એકલી રહેવા દેવો. હું તમારી પાસ એક ચીજ માગું છું તે મને આપો."

"શું?" દબાઇ જતી છાતી સાથ મીનુ બોલ્યો.

"મારું છુટાપણું, મને અહિં એકલી ગડગડવા દો, તમે અહીંથી જતા રહો."

"અહીંથી હું હમેશનો ચાલી જાઉં?"

"હા" તેણીએ હજારો અકરવકરથી કહ્યું. જીવ પર એક જબરી જોરાવરી કરી,

"ચાલ ગુડબાય નરગીસ."

"ગુડબાય, મીનોચહેર" આંખમાં આંસુઓ સાથે, નરગીસના હોઠો બબડયા..

નરગીસને, મીનુથી નજીવાં કારણસર જાતી ભોગ આપી, હમેશનું છુટું પડતાં જે દુઃખ થતું તે જોવા મીનુને ચગોર આવી હતી. તેણીના હાસમાં દુઃખથી કરમાઇ ગયલા ચહેરા તરફ એકી ટગરે તેણે જોયા કર્યું. આંખમાંની નાસીપાસી તેણે સહેલાઇથી વાંચી લીધી, પણ પોતાની સામે બેઠેલા માનીતા મર્દની ચશ્મોમાં જે મસ્તી રમતી હતી તેનો અર્થ ઉકેલવાને નરગીસ અશક્ત હતી.

"બસ ખલાસ કે!" મીનુએ ઘણા મોટા સાદે હસી વેટીંગરૂમ ગજાવી બોલ્યો "બસ ખલાસ થયું! એ બધું શું ખરુંજ માનતી હતી કે?

"એક વખત મેં તને દુન્યા સામે મારી જારા વલી મહેરદાર તને છડેચોક જણાવી છે, તો તારા જાતીભોગ આપવાના હિમતી ખ્યાલ જાણ્યા પછી મરતાં તને જવા દઉં! હવે તો તારીથી તને મારી પરણેતર બનાવી દેવાની ઉતાવળ કરવી પડશે, મારા જાન" તેણે જોરથી નરગીસને પાસામાં લેતાં અને ચુંમીઓથી ગુંગળાવતાં કહ્યું. નરગીસ એક બોલપણ બોલ્યા વગર ચુપચાપ રહ્યા કીધી..

હતું. અજબ જેવું તો એ હતું કે તેમાં મીનુને એક એકઝીક્યુટર તરીકે નેમેલો હતો. સઘળી તબેહના પૈસાને ઠોકરે મારનાર, પૈસા કરતાં પ્યારને ચઢતો ગણનાર મીનુએ સઘળું તે હસતે ચહેરે સ્વીકાર્યું.

બધું તો થયું પણ આપણા બીખાઇજીની જંજાળ હજી બાકી હતી, તે નરગીશ સાથ છેક લાહોરથી ઉદવાડે જઇ આતશબેહરામને પગેપડવાની હતી તે માટે તેવણ બબડ બબડ કરતાં અને મીનુને નરગીશ જ્યારે પંચગીની જવા મુંબાઇ આવ્યાં ત્યારે બીખાઇજી, તે લોક સાથ ઘસડાયા-વગર રહ્યાં નહી. નાતો ઉદવાડે જવા નરગીશને શરમ લાગતી કે નાતો ત્યાં જવાથી તેણીને સુધરેલાઓ "અલાહીબાગવણ" નો ટાઇટલ આપે તેની ધાસ્તી હતી. તેથી બીખાઇજીનું માનેલું સઘળું હસી ખુશીથી પાર પડયું.

રોશન, ઐહરે કાતીલ રોશન, જે દુઃખથી એક બકરાંમાં ફેરવાઇ ગઇ હતી તેણીએ પોતાની જીંદગી ભોગવવાની રૂઢીમાં ઘણોજ ફેરફાર કરી મેલ્યો. તેણીની નજદીકમાં હાલમાં ત્રણ પારસી માબાપ વગરની છોકરીઓ ચંદરમીનારમાં જણાતી હતી, અને તેઓ સઘળાં ઉપર પોતાના લંગડા પગ છતાં ઘણી ચાંપતી દેખરેખ રાખી એક માતાના પ્યારથી તેઓને ઉછેરતી.

મીનાર જેમાં કોઇ પણ ગરીબ ગુરખાં કે મહોતાજ મંદનો પગ હતો નહી, તે હવે એક કોનવેલેસન્ટ હોમ, અર્ન્ઠાન કરવાની જગા કે, ધર્મશાળામાં ફેરવાયું એમ કહેવું તો તેમાં કશી સહગગાત નથી. રોશનીને અનાથોના દુઃખની ખબર થતાં જ્યારે જરૂર હોય ત્યારે પોતાન ચંદરમીનારમાં વટીક લાવી, તેઓનું દુઃખ ઓછું કરવામાં મોજ માનતી. તેણીની ટકોબરી ને અહંકાર તેણીને કુવામાં પડી અફળાઇ હતી તેજ કુવામાં નાશ પામ્યાં હતા.

બહેરામજી મુનશી પોતાની આફતાબી દીકરીના દુઃખી થવાથી પોતે ઘણા દુઃખી થયા હતા તોપણ જે દુઃખ તેણીમાં સરસ ફેરફારો ઘસડી લાવ્યું હતું તેથી તેવણ ખુદા સામે બડબડે એમ તો હતુંજ નહી. તેવણ આહમદને યાદ કરવાનું ભુલ્યા નહી. પોતાનો લાગવગ વાપરી હૈદ્રાબાદી સરકારમાં જપત થયલું તેનું બાપનું નાણું તેને સ્વાધીન કર્યું અને તેના બદલામાં આહમદતી જુબાન બહેરામજીની સામે બોલવામાં હમેશની ચુપ રહી.

લગભગ ચાર વરસે નરગીશ પોતાના વહાલા ભરથાર મીનુ સાથ પંચગીની પાછી પુગી છે, ત્યાંની સરજરી જે અંહી કાંઇજ કરી શકી નહી તેણે કરી દેખાડયું છે. નગુના ગાલ ઉપર પેલા દાગને બદલે સુંદર ગુલાબો ફરી વલ્યા છે. જે પંચગીનીની સુંદર હવાને આભારી છે, પોતાના ત્રણ ગલગોટા જેવાં બાળક સાથ, હાલમાં "ચંદર મીનાર"માં તેણી પરોણી છે

જગ્યા લેતા લેકીન તેની તિક્ષ્ણ આંખોથી કાંઇ છુપ્યું રહી શકતું નહી. વળી જુઓ પેલો રણ સંગ્રામમાં નેપોલીયન જેવીજ નામના અને ખ્યાતી પામી ગયલો

### ડયુક ઓફ માલબરો.

જે જીંદગીમાં એક લડાઇ હાર્યો ન હતો, અને સારાં યુરોપને રૂમરૂમ પોકરાવી હતી, તે પણ ચુપકીદી અખત્યાર કરવામાં મશહુર થઇ ગયો છે. પોતાના જનરલો તરફથી રીપોર્ટ મલતાંજ તે પોતાનું ખ્યાલ ખેંચી કહેતો, "હું તમને એ કામ સારૂં એક પળ આપું છું." તેના આ સખ્ત હુકમનો કોણ અનાદર કરવાની હોંમ બીડતું ? તેમજ

### ડયુક ઓફ વેલીંગટન

જેણે પોતાની કારકિર્દિ દરમ્યાન એક તોપ ખોઇ ન હતી, યાને ટેનીસનના બેરમંદ શબ્દોમાં બોલીયે તો

He who fought a hundred
fights,
Nor ever lost an English
gun;—

એ બાહેશ વિર પુરૂષ માથાંના લટકાથીજ પોતાના વીચારો દર્શાવતો, અને એક વાર જ્યારે તેને પુછવામાં આવ્યું જે એક સર્વથી સુનંદા સરદારની ખાસ ખુબી શામાં સમાયલી હોય, ત્યારે તેણે વગર આંચકાએ જવાબ આપ્યો, "એક લાંબુ માથું અને એક જીભડાયલી છભ." આહ! આ સાત શબ્દોમાં કેવી શ્રેષ્ઠ ખુબીઓ સમાવલી હોય છે!

### જર્મન યોધ્ધો વોનમોલ્ટક

ખુદ ઓઝીયન વેલનરટાઇનની સરોબરી કરે તેમાં કાંઇએ નવાઇ નહી. જ્યારે તેના એક જનરલે તેને આવી જાહેર કર્યું જે ફ્રેંચોએ લડાઇ બાપોકાર જાહેર કરી હતી ત્યારે તેણે માત્ર ઉચાર્યું, "મારાં ટેબલપરના પહેલી હારમાંના ખાનાંઓમાંનું બીજું" અને ફોરવાલા ઓઢીપોઢી ગોતું ખાઇ ગયો! પરંતુ તેજ નાનાં સરખાં ખાનામાં તેની મોટામાં મોટી છતતે લગતો નકશો હતો, જે કારણે તેણે ઉપલા માત્ર થોડાક શબ્દો ઉચાર્યા હતા. વૉન મોલ્ટક વારંવાર કહેતો જે આખાં જર્મન વ્યાકરણમાંના સઘળા ક્રીયાપદો ઉપર માત્ર એકજ સરસાઇ ભોગવતો અને તે thun—"to do," યાને "કરવું" હતો.

સુનંદા સેપાહો ઉપરથી આપણે બીજા પુરૂષોની તપાસ લઇ જોઇએ.

### પ્રેસીડંટ ગ્રાંટ

ના બેરખાહો (!) માત્ર આટલુંજ કહી શકતા "તે બોલતો નથી કારણ જે આપણથી ડરીને તેને ઘણું છુપાવવું પડે છે." છતાં તેની મહાન શકિતનો ખરો ભેદ આ તેની રીતમાંજ સમાયલો હતો. તેના ડીસપેચ ઘણાજ ટુંક રહેતા. એક વેળા એક ખુબસુરત જવાન બાનુએ એને ટકોરમાં ચુપકીદીની આદત વિષે સવાલ કરતાં તુરત નિશ્ચલો બંધ બેસતો જવાબ મળવા પામ્યો કે "મારાં વ્હાલાં બાનું, શું તમો માહીતગાર નથી જે સંવાદ કરવાના મહાન કાયદાઓમાં ચુપકીદી મુખ્ય છે?" શાર્લમેન, હેનીબાલ, જુલ્યસ સીઝર, એ મુંગા સપેહસાલારોના હરોલમાં રેગો અને કીચનર, આજના યુધ્ધ વિકારના જમાનામાં ખાસ ભાગ ભજવે છે.

"ફ્રેંચ રેવોલ્યુશન"નો અમર્ગી પામેલો કર્તા અને "મેસીનો ડાહો પુરૂષ" તે

### થોમસ કારલાઇલ.

કલાકો સુધી ચુપ બેસી રહેતો, અને બીડીનો ધુંવો કહાડયો જતો, અને વખતો વખત થોડુંક હસતો, યાને અંજન પ્રકારે હસતો.

તેનો પાડોશી સી હુર એક દીવસ તેની મુલાકાતે ગયો જે વેળાનો અનુભવ તે નીચે મુજબ આપે છે: "Have just spent a pleasant hour with Carlyle. When I went in he growled, 'Holloa! here again!' and at parting he snapped out 'Good day!' and that is the sum of conversation he honoured me with. But how eloquent his silence is! I just sat and looked at him, and came away strengthened for a fresh struggle."

'અમીરીના જેવો રીબસુ મેં નથી જોયો ?'

'શાને, કેમ, શું છે ?'

'જેની, આગળ એ બીમાર થયો ત્યારે કહે તો તો જે થયો ઠીક છે એટલે બસ છે. થયો. પછી સાજો ત્યારે કહેછ કે તંદુરસ્તી છે તો બસ. શીર સલામત અગર ખોતેર પઘડી. હવે જન્નતમાં કુશળ છે ત્યારે કહેછ એવો થયો હતે કે એથી તંદુરસ્તી હતે તો તે નાખીશ્કે !'--

* * *

'મારા બાપ અમેરીકા ફરવા જવાનો વીચાર રાખેછ !'

'તેમાં શું ? એવું સસ્તું છે !'

'સસ્તું...શું બાકી મરેછ !...અરે રામ·

# સાચા પ્યારની કસોટી.

## (ગુલશન માટે ખાસ)

(લખનાર—અંગ્રેજી ડો. બસલા—બ્રી. ઇ. આફ્રીકા)

### (૧)

"કાંઇ ફીકર નાં કર વિલ, જ્યારે હું મોટી થઇશ ત્યારે તારીજ સાથ લગ્ન કરશ."

એક જવાન, પુરેટાં કદનો શખસ, નાઉમેદ ને નાસીપાસીના હાથ સોસારા નાંખતો બેઠો હતો. થોડાજ દિનની વાત ઉપર તેની માશુક એકટેગ્યા બેરી સાથ શાદી કરવાની ઉમેદમાં જાણે બાગે બહેસ્તમાં ચમન કરતો હતો. પણ હેમણાં તો તેની આશા ગઇ, મરણ પામી હતી. અને વીલ્યમ ને મનથી જીંદગી અકારી થઇ ગઇ હતી.

લગનની થોડાજ દીન આગમજ તેની માશુક એકાએક માંદી થઇ ગઇ. જે ડ્રેસ લગનની સાજવારી માટે ખરીદયો હતો તે કફન માટે વપરાયો; જે પાદરી લગનની ક્રીયા કરવાને રોકયો હતો, તે લગનને બદલે મરણનો આશિર્વાદ આપવા આવ્યો અને જે પરોણાઓ શાદીની મીજલસમાં સામેલ થવા આવ્યા હતા, તે તેણીની પાયદસ્તે આવ્યા.

પાયદસ્ત પુરી થઇ અને વીલ્યમને મનથી તેની અકારી જીંદગી શરૂ થઇ કબરસ્તાનમાંથી પોતાનાં મકાનમાં પાછો ફરી, એક ખુરસી ઉપર ફસડાઇને પડયો પાસેની એક ટેબલપર હાથ રેહવી, ગરદન નમાવી, ગમમાં ગીરફતાર બનીને બેઠો હતો. આ વખતે એક નાહનો નાજુક આકાર તેની આગળ આવ્યો અને વીલ્યમનાં પાસાંમાં દીલાસા રૂપ બોલો તે આકારે કહી સંભળાવ્યા. આ નાહનો આકાર તેની મરનાર માશુકની નાહની આઠ વર્ષની ઉમરની બહેન ઇવા બેરીનો હતો.

"વીલ ! ચાલ, કાંઇ ફીકર નાં કર, હું મોહડી થઇને તારી જ સાથ પરણીશ." તે કમનસિબ જવાને માથું ઉંચું કર્યું. તેની સામે ઉભેલા બાળકની રીતભાત, તેમજ તેણીનાં બોલોમાં કાંઇ જાદુઇ અસર માલમ પડી. તેણીનાં નિર્દોષ બોલોએ તેનાં અંતકરણનાં હેડાણમાં ન સમજ પડે એવી ગુપ્ત લાગણીનાં તારને છંછેડયો ! તંબુરાનાં તાર પર આંગળી ચાલ્યું, અને તેમાંથી એક સુર બહાર પડયો ! તેની આંખોમાં જે દુખનાં આસુઓ હતાં તે ઝટ સુકાઇ ગયાં.

"વારૂ, ઇવા ! હું તારે માટે થોભીશ !" તેણે હસતે ચેહેરે તે બાળક તરફ નજર કરી કહયું.

* * *

ઉપલા બનાવને દશ વર્ષ થઇ ગયાં છે. જમાનો પોતાનું કામ કર્યેજ જાય છે. એ દશ વર્ષમાં ઘણાક ફેરફાર અને બનાવો બનવા

પામ્યા છે. વીલ્યમ પોતાના ધંધામાં તન તોડી મહેનત કરી,. જે જગ્યા ઉપર એક નોકર દાખલ કામ કરતો હતો તેજ જગ્યાનો એક આગેવાન ડાયરેક્ટર બની ગયો છે. આજ દશ વર્ષની મુદત દરમ્યાન તેની ધારેલી બાળ-માશુક, ફ્લૉવા ફેરીના મકાનમાં અવાર નવાર મુલાકાત આપતો રહ્યો હતો. દરેક મુલાકાત વેળાએ તેણીને માટે કાંઇને કાંઇ ભેટ-સોગાદ લઇ જતો હતો. તે જવાન જીગરને જે બી જોઇતું તે તેણીને મેળવી આપવાને ઘણી સંભાળ લેતો હતો. તેણીને માટે એક મ્યુઝીક મીસ્ટ્રેસને તેણે રોકી હતી, કસરતને માટે નાહનું ટટ્ટુ ખરીદ્યું, તેમજ પોતાને માટે તેણે એક ઘોડો વેચાતો લીધો. જેની ઉપર સ્વાર થઇને આ વિચિત્ર જોડું ઘણીકવાર ખુશ ગુફતેગો કરતું ફરતું નજરે પડતું હતું. ત્યાર પછી ઘોડાની જગ્યા મોટરે કારે લીધી. ટુંકમાં વીલ્યમ તેણીને હસાવી, બોલાવી, રમાડી મોટી થવાની વાટ જોતો હતો. અંતે જ્યારે તેણીની અઢારમા વર્ષની બાલગીરી વિતી ગઇ ત્યારે તેની ધિરજનો અંત આવ્યો અને તેણે તેણીના હાથની માંગણી કરી, જે મંજુર થઇ અને હમણાંજ થોડુંક થયું તેમના લગન થયા છે.

\+ × +

૨

ઉપર જણાવેલા દાખલામાં તો વીલ્યમને એકજ દાયકો, દશજ વર્ષ, થોભવું પડયું હતું. પણ આપણાં ડમાં આવેલા નોથારકા શહેરની એક બીને પોતાના બચપણનો આશક સાથ શાદીના ગાંઠથી જોડાતાં મ્હોબતની બઝારમાં વધારે વિચિત્ર સંજોગોમાંથી પસાર થવું પડયું હતું.

ઉમરે પુગતા આગમજ આ બિને માબાપ સાથ પોતાનું વતન તજવાની, અને વ્હાલા આશકથી વિછુટા પડવાની ફરજ પડી હતી. હંમેશ બનેછ તે પ્રમાણે આ જુવાન જોડાએ ચીઠ્ઠી પત્રીથી પોતાના મન મનાવવાનો બંદોબસ્ત કર્યો હતો. પણ તેણીના માબાપની તોકારીને સબબે હોય, કે તેણીનો પતો ઠીક માલમ ન હોય તેથી તેણીને તે આશકનું એકબી પત્ર મલવા પામ્યું નહીં. એ પ્રમાણે કમનસિબ એન મુર પોતાનાં વ્હાલા આશક ટોમસ ધીટક્રફથી જાણે હંમેશને માટે જુદી પડી.

વતન છોડી તેણીના માબાપ નોથારકામાં આવી વસ્યાં. જ્યાં તેણીની અત્યંત મોહક ખુબસુરતીએ ઘણાક જવાનીઆઓને ખેંચ્યા. જેને પરિણામે માબાપના દબાણને કરણ થઇ તેણીએ એક આગેવાન જમીનદારનો હાથ કબુલ કર્યો અને તેની સાથ પરણી ગઇ. આ સગનતાં સગપણથી એક બાળક પેદા થયું. જેના જન્મ પછી થોડાજ દિનમાં તેણીનો ભરથાર મરણ પામ્યો ત્યાર પછી બીજા સાથ પરણી પણ તે ધણી બી તેણીને ધાર્યો નહીં, તે બી મરણ પામ્યો. વળી ત્રીજી વાર લગન થયાં અને ત્રીજી વાર રંડાપો આવ્યો. એ પ્રમાણે ત્રિસ વર્ષની મુદત દરમ્યાન આઠ વાર લગન થયાં અને આઠ વાર રંડાઇ, વિધવાપણાનો પોષાક પહેર્યો! છોકરા-બચ્ચાં! હા, એકથી લંબીને અઢાર થયાં! આ વરખાતે ધણીઆણી આઠ આઠ ધણી ખમાવી, કરદમ દફનાવી, અઢાર છોકરાં બચ્ચાંની અલગાર લગાડી, હારી-થાકી ગઇ હશે! ના, હરગીઝ નહીં. નવમી વાર મ્હોબતી બજારમાં ઉમેદવાર થઇ, લગનની તલબગાર બની છે. આ વખતે તેણી ખરેજ નસિબવંત હશે. કારણ આ નવમો ધણી તે કોઇજ નહીં પણ તેણીની જુવાનીનો આશક, ટોમસ ધીટક્રફ હતો. જે બિચારો પ્યારની નાસિપાસીમાં દેશવટો ભોગવીને, હમણાંજ, જ્યારે એની મુર આઠમાં ધણીને દફનાવીને છુટી થઇ, ત્યારે, નોથારકામાં આવી પુગ્યો હતો. આવી રીતે આ બે વ્હાલાઓને પોતાની મનની મુરાદ પાર પાડતાં ત્રિસ વર્ષની લાંબી મુદત સુધી થોભવું પડયું હતું.

# મણીપુરના મહારાજ

## ( હિન્દુ રાજ્યસ્તાનનો જુનો રંગ. )

### ( નવલકથા. )

લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

( ગયા અંકથી ચાલુ )

### પ્રકરણ ૬૬ મું.

### "ચાલો પધારો સ્વર્ગ ભુવનમાં."

"સ્વર્ગભુવન" અથવા વૈરાગ્ય દર્શક ઝીમાં બોલીએતો "જાવલીની ઝુંપડી" માં પ્રવેશ કરતાંજ આપણાઃ તરણ યોધ્ધો આપણી સાથે પરમાનંદમાં ડુબી ગયો. રાજ્ય મંદિરની અલૌકિક પણ મુક્ત રચના અને એકાંત વાસને આનંદ આપનારાં "જાવલીની ઝુંપડી" નાં દીવાલના કાંગરાં તથા તેમાંથી ડોકીઆં કરીને અતિથિઓને આવકાર આપનારાં ઉંચા મંદિરનાં સોનેરી કળશોથી સુશોભિત થયેલાં શીખરો ઝળાંઝળ. સ્વેત રંગના ઘુમ્મટો અને તેને વળગેલા કીર્તિસ્તંભોની કાંઇક આછી ઝાંખી, એ દુરના દેખાવના ઝાંખા અવલોકને કરીને તેની ચપળ આંખોએ આગળ વધતાં વધારે આતુરપણે જોવાની અને અંતઃકરણે વધારે આનંદ ભોગવવાની આશા રાખી હતી. એ આતુરપણે અને એ આનંદની આશા "જાવલીની ઝુંપડી" નાં દૈવી દરબારમાં દાખલ થતાંજ તેણે ફળીભુત થયેલી જોઈ.

ચોકમાં પોળ અને એવી બીજી અનેક સુશોભિત પોળો ઝુંપડીમાં પ્રવેશ કરતાં પંથી જનોને વટાવવી પડતી હતી. એ પોળો એકેક કરતાં તેની કારીગીરીની પરિપૂર્ણતામાં ચઢિયાતી હતી, અને તેની ઉંચાઇ પણ આશ્ચર્યકારક હતી. કોઇ પોળ પર આઠ અને કોઇ પોળ પર અગાશીનાં ધાબાં બાંધેલાં હતાં.

આઠ મેડી વાળી પોળ ઉપર "સ્વર્ગ ભુવન" નું રક્ષણ કરનારા તરણ યોગિઓ સુતા બેસતા, અને આસપાસની બીજી નીચી ઉંચી ટેકરી ઉપરથી આવનારા અતિથિઓ અને યાત્રાળુઓ પર નજર રાખતા. સૌષ્ટિ સૌંદર્યતાના સુંદર દેખાવો નિહાળતા અને સૃષ્ટાની સ્તુતિના સ્તવનો ગાઇને બ્રહ્મરસમાં ગળકાં ખાતાં હતાં.

સ્વેત ચુનાની ધોળેલાં ધાબાં પર ઉષ્ણકાળના ઉકળાટમાં, ચાંદનીના રૂપેરી પ્રકાશમાં—એકાંત શાન્તિ રાણીના રાજ્યમાં સંત સાધુઓ શિતળ હવાનું સુખ લેતા એ સુખમાં ને સુખમાં સ્થિર મને કરીને સુતા, અને સ્વર્ગ સુખના સ્વપ્નામાં પડતા હતા.

"સ્વર્ગભુવન" માં દાખલ થવાના મુખ્ય દરવાજાની ઉંચાઇ અને દેખાવ રૂપાળો, ભરેલો હતો. રંગબેરંગી પત્થરમાં કોતરેલી નકશી કળાથી, અને ઉત્તમ શિલ્પકળાને આધારે

મોખરેથી મેતરી ચોવડી કમાનોથી આ પોળનો દેખાવ "ઇન્દ્રભુવન" ની પોળ કરતાં અલૌકીક હતો. તેના પર માઢ મેડી હતી. અને તેના પર રાત્રી દીવસ નિયમીત રીતે 'ચોઘડીઆ' વાગતાં અને આ દેવમંદીરોમાં વસનારાં એકાંતવાસીઓના ભજન રંગમાં ઉત્તેજન આપતા હતા. દરવાજાની ઉંચા અને અતી પહોળાઇ ધરાવનારા ઓટલા, દ્વારની દેઢીઓ પર તરુણવયના રજપુતો, સાધુ પહેરેગીરો પહેરા ભરતા અને મંદીરમાં દાખલ થનારા ભાવીક ભક્તજનોને "ભલે પધાર્યા સ્વર્ગભુવનમાં" એવો આવકાર આપતા હતા.

સ્વર્ગભુવનના પહેરેગીરોના આવકાર સાથે પોળમાંથી આગળ વધતાં મ્હોટું વિશાળ મેદાન આવતું. તેમાં તહેવાર, ટાંકણા પર અને ઉત્સવો ઉપર સુરાષ્ટ્રના ભક્તીવાન લોકોનો મેળો ભરાતો હતો. સઘળાં મેદાનોમાં આ મેદાન મ્હોટું હતું. અને તે "ચાંદની ચોક" ના નામથી ઓળખાતું હતું. તેમાં છાંયાવાળાં વૃક્ષો સુગંધીદાર પુષ્પ છોડવા અને, લીલા પાંદડાંથી ભરેલી અને ફળોથી ભરી રહેલી ડાળીઓ, અને રંગ બેરંગી પુષ્પોથી મઘમઘ થતી ડાળીઓ નમાવીને અતિથિને સત્કાર કરવાને ઉભાં હતાં. તે ઉપર માળ કરીને વિશ્રામ પામેલાં પ્રયસંત પાંખો વાળાં અને કોમળ કંઠ વાળાં પંખિઓ, નાના પ્રકારના ગીત ગાઇને પરોણાઓને વધાવી લેતાં તથા શિતળ ટેકરીઓના શિતળ શીખરો પરથી અને તપોવનમાંથી આવીને મંદમંદ થતો મધુરતા વાળો શીતળ વાયુ વાસીઓનાં પરીશ્રમને શાંતી પમાડવાને, તેના પરસેવાને સુકવીને "ભલે પધાર્યા સ્વર્ગ ભુવનમાં" એવા સાંકેતીક ભાવથી વાતો હતો. આ વિલોકીક "ચાંદની ચોકનાં" વનસ-તાની વચમાં દ્રાક્ષનાં મંડપો ઝાઝુમ પાતાં અને તેને વિંટાઇ રહેલી દ્રાક્ષ વેલીઓ તથા તે પર આવેલા દ્રાક્ષના ઝુમખાંઓ પ્રવાસીઓના મુખમાંથી પાણી છોડાવતાં, તે જોઇને આપણા ક્ષુધાતુર તીરંદાજની આંખો ચમકી તે તોડવાને હાથ લંબાવ્યા, પણ પવિત્ર સંતપુરૂષોને અર્પણ થયેલા આ રસ ભર્યા પદાર્થ પર લુંટ ચલાવતાં તેનું અંતઃકરણ અટકી ગયું.

આ વનમંડપ વટાવ્યા પછી "સ્વર્ગ ભુવન"માં આવનારા યાત્રાળુઓ અને અતિથિઓને આરામ આપનારા આશ્રમ સ્થાનો આવતાં. તેમાં દાખલ થવાના દેદિપ્યમાન દરવાજા પર "ભલે પધાર્યા સ્વર્ગ ભુવનમાં" એવા આવકાર દાયક શબ્દો દેવનાગરી લીપીમાં મ્હોટા મરોડદાર અક્ષરોથી કોતરેલા હતા. એ શબ્દો આર્ય જાતીમાં પ્રાચિન કાળથી ચાલતી આવેલી આતિથ્યપણાની નીતિ રીતિને અનુસરનારા હતા.

આતિથ્ય સત્કાર આર્ય લોકોનાં ગૃહોમાં અને સાધુ સંતોના એકાંત મઠોમાં કે તપસ્વિ પુરૂષોને તપ કરવાના તપોવનમાં પણ પરાપૂર્વથી એક સરખો આવેલો છે. પ્રાચીન કાળમાં દેવ પૂજા સરખોજ આતિથ્ય સેવાનો મહિમા હતો અને એ મહિમા વડે કરીને બીજા દેશોની માફક સુરાષ્ટ્ર દેશ પણ મગરૂરી ધરાવતો હતો. બંધુત્વપણાની મજબુત ગાંઠ બાંધનારી આ આતિથ્ય સત્કારને માટે એ દેશની સ્વતંત્ર ભૂમી સાંપ્રત કાળમાં પણ બીજા દેશો કરતાં શ્રેષ્ઠપણું ધરાવે છે. સુરાષ્ટ્રના સરદારોએ, જાગીરદારોએ અને પુણ્યશાળી ધનવાન પુરૂષોએ પરમાર્થ બુધ્ધિથી બંધાવેલાં આ આશ્રમ સ્થાનોમાં દેશો પરદેશી યાત્રા કરવાને આવનારા યાત્રાળુઓ આરામ લેતા અને બીજા પ્રવાસીજનો પોતાનાં પ્રવાસનાં પ્રયાસને ખંગ વાળતા હતા.

આપણો તરુણ યોધ્ધો આ "સ્વર્ગભુવન" થી કેવળ અજાણ્યો હતો; પણ ભાલાવાળા

સરદાર અને તેનો ક્ષુધાતુર તીરંદાઝ સાથી આ આશ્રમ સ્થાનથી અજાણ્યાં ન હોતા. તેની ઓળખાણુ પીછાણુના અનેક જણાઓ આ ઠેકાણે હતા. દરવાજામાં દાખલ થતાંજ "ભલે પધાર્યા સ્વર્ગ ભુવનમાં" એવા આવકાર ભરેલા શબ્દો વડે કરીને આપણા આ પરોણાઓને દ્વારપાળે આવકાર દીધો. તેના બદલામાં તેઓએ પોતાના માથાં સ્હેજ નમાવીને "જય રામ" શબ્દથી તેનો ઉપકાર માન્યો. એટલામાં દ્વારપાળની મદદમાં બીજા બે-ચાર તરૂણ પુરૂષો પરોણાઓને ઘોડાપરથી ઉતારવામાં તથા અશ્વોને તબેલામાં બાંધવાને મદદ કરવાને માટે ત્વરીત દોડી આવ્યા. મનમાં જરા પણ સંકોચાયા વગર જાણે પોતાનુંજ વિરામગૃહ હોય, અને પરોણાગત કરનારા જાણે પોતાનાજ પરમ સ્નેહી હોય, એવું ગણીને પોતાના અશ્વોની લગામો મદદગાર મિત્રોના હાથમાં સોંપી અને પોતાને માટે તૈયાર રાખેલા ઓરડામાં ત્યોના ભોમીયા સાથે દાખલ થયા.

આ ઠેકાણે ઓરડા અને ઓરડીઓની હાર ની હાર લાગેલી હતી તેમાંના કોઇ એક માળ ને કોઇ કોઇ તો બે કરતાં પણુ વધારે માળ ધરાવતા હતા. તેમાંના એક મનપસંદ માળાના ઓરડામાં પ્રવેશ કરીને પોતપોતાના પલળેલાં વસ્ત્રો ઉતારીને વળગણી પર સુકવ્યાં, અને યજમાને આપેલી હુંફ આપે એવી કાઠીયાવાડી વણુતરની ઘેટાંના ઉનની ગરમ કામળીઓ તથાં બીજાં કપડાં લત્તા પહેરી ઓઢીને આગળથી સળગાવી રાખેલી તાપણીની આસપાસ ટોળી વળીને બેઠા. આપણા તરૂણ યોધ્ધાને અને ભાલાદાર સરદારને તાપણીના પ્રતાપે કરીને પોતાના શરીરમાં થોડી ઘણી હુંફ આણવાની જરૂર હતી.

પરંતુ તીરઅંદાઝ સાહેબને એવી હુંફ શરૂમીની આવશ્યકતા ન હોતી, કારણકે તેના હોજરીમાં જઠરાગ્નિની પ્રચંડ જ્વાળા અહોનીશ સળગતી રહેતી, અને એ જ્વાળાનો તાપ શાંત કરવાને માટે વારમવાર વાંશણું દેવતે કરીને પવિત્ર થયેલા અન્ન પકવાનો અને મિષ્ટ ફળોની આહુતીઓ આપવી પડતી હતી. એ આહુતી-બળીદાનનો ભંગ થતાંજ તેની શાન્ત હોજરીમાં સુશેહનું ભંગાણુ થતું હતું.

આપણે જોઇ ગયા પ્રમાણે સાયંકાળે કોપેલા અગ્નિદેવને શાંત કરવાને તપોવનમાં લગી રહેલાં પાકાં ફળોની આહુતી આપી હતી; પણ તેથી તે પ્રત્યક્ષ દેવને જોઇએ એવી તૃપ્તિ થઇ ન હોતી. તેનો જઠરદેવ થોડા ઘણા ખોરાકથી શાંન્તિ પામે એવો ન હોતો. તેને તો ઘી સાકરના રસમાં ડુબી ગયેલાં પકવાનો આરોગવાની ટેવ પડી હતી, અને એ ટેવ તૃપ્ત કરવાને માટે તે આતુરમંદ થયો હતો. "સ્વર્ગ ભુવનના" ભજનાલયના સભા મંડપમાં એકઠા થયેલાં જંગમ–જોગીઓ આ વખતે ભક્તી રસમાં ભીંજાઇ ગયા હતા. તેમના ભજન કીર્તનની ધુન્યથી, ઘંટા, શંખનાદ, ઝાલરો અને તુરાઇના રણુકારથી સ્વર્ગ ભુવનની અને તેની આસપાસ ની હવા ગાજી રહી હતી. તેજ ભક્તિ રસના શાંન્તી સૂચક ટાંકણે આપણા તીરઅંદાઝના પેટમાં અગ્ની દેવે ઝગડો મચાવવાની તક લીધી હતી, તેથી તેનું તાપણીમાં અને વાતચીતમાં જરા પણ લક્ષ નહોતું, પણ આ બળવાખોર દેવનો બળવો કેવી રીતે દબાવી દેવો તેના ખ્યાલ માં તે હતો. આ સઘળો ભેદ ભાલાદાર સ્વાર પામી ગયો, કારણ કે તેનો તે નાડી વૈદ હતો, પણ તેનું ઔષદ કરવાની આ વેળા ન હોતી. "સ્વર્ગ ભુવન" સરખા તીર્થક્ષેત્રમાં આવીને ભક્ત મંડળની ભેટ લીધા વગર ભોજન કાળ સુધી એકાંત ઓરડામાં બેસી રહેવુ એ ભક્તી ભાવનાવાળા ભાલાદાર અને તાજ્જુબ્ધિના તરૂણ યોધ્ધાના મનમાં અજોગ્ય લાગ્યું. ભાલાદાર સ્વારની માફક તરૂણ યોધ્ધા પણ જાતના વાણી

## "ભજનાલયમાં રામ ભાકત."

મેં અપને રામકો ભજત, દિન રાતરે." (ટેક)
ખેતી કરૂં નહિ બનીજ નહિ જાઉરે,
રામકે ભજન તે મેં બેઠે બેઠે ખાઉરે. મૈ.
રંગ ન રંગુ સિયાની ન સીહુરે,
રામકે ભજનતમેં રંગે રંગ પીન્હુરે. મૈં.
જપલા લિહારી હૌં, મેં સુયાકી બેહરે,
તખલ કરીહાં મેં રામસેં સનેહરે. મૈ.
કહેત મલુકદાસ, સુનું નર લોઇરિ,
રામકે ભજન બિનું, મુકિત ન હોઇરે. મૈ.

એક પછી એક રૂપેરી ચાંદનીમાં પ્રકાશતા વીશાળ ચોકમાં આવેલાં મંદીરો અને ન્હાની દીવાલોમાં દાખલ થવાની બારીઓમાં પ્રવેશ કરીને આપણા પરદેશી પરોણાઓ ભકિત કરવાના ભજનાલયના દ્વારમાં પેઠા. આ દ્વાર દર વાજાનો દેખાવ આપણે જોઇ ગયા તે દરવાજાના કરતાં વીશેષ દે દિપ્યમાન અને દમામદાર હતો. તે તરેહવાર જાતના આરસ પત્થરથી આર્ય શીલ્પ વીદ્યાને આધારે બાંધ્યો હતો. તેનું નકશી કામ નજર ચઢી જાય એવું હતું. તેના બન્ને ટોડાપર " ધર્મ " અને " મુકિત " ના અલંકાર યુકત શ્વેત આરસ પત્થરના પુતળા આવેલાં હતાં. એ પુતળાંએ આર્ય શીલ્પ કારીગરીના આબેહુબ નમુના રૂપે હતાં. તેમાં મનુષ્યકૃતિનું શ્રેષ્ઠપણું સર્વાંશે સમાયેલું હતું. આજનાં કરતાં તે કાળે આર્ય શિલ્પકળા કોઇક ઉંચા પ્રકારની હતી, અને તેવા આસમાની સુલતાની આફતથી બચેલા થોડા ઘણા નમુના અદ્યાપિ કાળનાં ઓગણીસમાંસૈકાના અનુભવી આર્યશાસ્ત્રીઓને અને વિદેશી જનોને પણ વિસ્મયકારક લાગે છે.

" ધર્મ અને મુકિત " મનુષ્ય માત્રને જ્ઞાન દર્શાવનારાં ચિન્હો રૂપે અને " **ભજનાલય** " માં ભકિત કરવાને દાખલ થનારાં ભકિતવાન પુરૂષોને આ લોકને પર લોકનું શિક્ષણ આપનારાં સુત્ર રૂપે હતાં. ધર્મથી મુકિત મળે છે, અને મુકિત મેળવવાને યોગ્ય થયેલા મુમુક્ષજનોજ ધર્મ પાળી શકે છે.

આ પોળમાં પેઠા પછી વિશાળ ચોક આવતો અને તે નકશીદાર ન્હાની આકૃતિની દહેરીઓ અને દીપાયમાન દહેરાંઓથી ભરાઇ ગયો હતો. આ દહેરીઓ અને દહેરાંઓમાં " **સ્વર્ગ ભુવનના** " સંત સાધુઓના, અને ભકિત રસનું પાન કરીને ભગવત પદ પામેલા ભકિતવાન પુરૂષોનાં શોભાયમાન પૂતળાંઓ સ્થાપિત કરેલાં હતાં. તેઓ જાણે પરમ પુરૂષાર્થ વડે કરીને ધર્મથી મુકિત અને મુકિતથી આત્માનું અખંડ કાળનું સ્વતંત્રાપણું-સુખીપણું, મેળવીને ભવિષ્ય કાળના આર્ય લોકોને દૃષ્ટાંત આપવાને મુર્તિમાન ઉભાં હોય, એવો સંકેતીક ભાવ સુચવતાં હતાં.

ભજનાલયમાં દાખલ થતાં પહેલાં એક બીજો ચોક પસાર કરવો પડતો અને તેની ભોંયપર રંગબેરંગી આરસ પહાણના ચોસલાં પાથરેલાં હતાં, અને તેમાં સાથીઆ, અષ્ટમંગળો, તથા એવા અનેક આકાર તો પાડેલા હતા. એ ચોરસાં અને તેમાં પાડેલાં ચિત્ર વિચિત્ર આકારેનાં યંત્રો સાથે તેપર પોતાના નામે અનેક હાડિયાવાડી યાત્રાળુઓએ અને ભકિતવાન સ્ત્રી પુરૂષોએ પોતપોતાને ખર્ચે કોતરાવ્યાં હતાં. તેપર થઇને પુણ્યશાળી અને પવિત્ર સાધુસંતે ચાલવાથી તે નામ ધરાવનારાઓ પાવન થાય છે એમ માનવામાં આવતું અને આવે છે.

"ભજનાલયની" ઉભરણી ઉંચી હતી. તેના શોભાયમાન શંકુ આકારના શિખરો હિમગીરીના શિખરો, સમાન શશીરાજના રૂપેરી પ્રકાશમાં સ્વેતરંગની ધ્વજા સાથે શોભતાં હતાં. તે ધજાપર રામ-રાવણનાં પ્રખ્યાત યુધ્ધમાં યશ પામેલા વિજયી યોધ્ધા હનુમાનજીની આકૃતી પાડી હતી.

"ભકતલય" ના ભક્તિ મંડપના ભભકામાં કાંઇજ મણા ન હોતી.

"સરદારગઢ"ના સરદારો અને સુરાષ્ટ્રના નાના મ્હોટા જાગીરદારો તથા શ્રીમંત શ્રધ્ધાળુ પુરૂષો, આ "જાવલીની ઝુંપડી" ભણી પોતાના ઉદાર હાથ અનેક સર અવસરે લંબાવતા અને તેને લીધે આ અલૌકિક મકાનની આબાદીમાં અજાયબી સરખો વધારો થયો હતો.

આ ભક્તિ મંડળમાં એકી વેલાએ હજાર બારસો અને તે કરતાં પણ વિશેષ ભક્તિ કરનારા ભકત જનો એકઠાં રહી શકે એટલો સમાસ હતો. તેની સ્વેત ચકચક થતી આરસ પથ્થરની લીસાળ દીવાલો પર અને તેના ઘુમટોના મંડળ પર રામાયણ તથા મહાભારતમાં પંકાયલા ઋષી, મુનીજનો; સાધુ, સંતો, રથી મહારથી, રાજા મહારાજાઓ, વન ઉપવનો, પહાડ પર્વતો, અને એવાજ ઇતિહાસિક બનાવોના ચિત્રો, ચિત્રવિદ્યામાં ચતુરાઇ દર્શાવનારા કારીગર ચિતારાઓએ ચીતર્યાં હતાં. આ ચીતાકર્ષક ચિત્રોથી અને મનહરણ મહાત્મા જનોની મુર્તિઓથી પ્રાચીન કાળના પુરાણીક બનાવો અને દેખાવોનું સ્મરણ થતુ, અને એ સ્મરણ વડે કરીને સ્વર્ગ ભુવનના ભજનાલયમાં આવનારા ભક્તિવાન પુરૂષોના અંતઃકરણ પર મજબુત અસર થતી હતી.

સ્હવાર, મધ્યાન, અને સાયંકાળે "ભજનાલયમાં" ભોજન લીધા પહેલાં ભજનાર્થ ભકત મંડળ ભેગુ મળતું અને 'જયરામ' જય રઘુવીર" | જય સીતારામ એવા મંગળ શબ્દ ઘોશથી "સ્વર્ગ ભુવનના" શાંત સ્થળની શાંતિ ભરેલી હવામાં અશાંતિ થતી હતી.

રામ એ રઘુકુળ ભુષણ છે, અને તેથી કરીને આર્ય વૃતના લડાયક વૃતીના ક્ષત્રીઓની પ્રેમ ભકતી બીજા ધર્મ-પંથ કરતાં "રામ સીતાના" ભજન ભણી વિશેષ હોય છે.

શંકર મતની સાથે વૈશ્નવમત મિશ્રીત કરીને રામ સીતાનું ભજન કરવાને માટે "ભજનાલય" સ્થાપિત કીધું હતું, અને તેમાં દાખલ થનારા સ્વધર્માભિમાનીઓ લોકો "ભકતમંડળ" ને નામે ઓળખાતા હતા. હરી અને હર એકજ છે. મત મતાંતર અને ભેદ ભેદ એ કેવળ અજ્ઞાન છે અને એ અજ્ઞાન ટળવાને માટે, ધર્મ ઝગડા, મટાડવાને માટેજ તત્વ જ્ઞાનીઓનું "ભકત મંડળ" સંત મહારાજે ઉભુ કીધુ હતુ.

તત્વજ્ઞાન વગર આ ભવ સાગર તરી શકાતું નથી, અને એ ભવસાગર તર્યા વગર મોક્ષપદ પમાતો નથી, એવું "સંત મહારાજ"નુ શિક્ષાસુત્ર હતુ, અને એ શિક્ષા સુત્રને આધારે અનેક મત મતાંતરના ઝગડામાં પડયા વગર કેવળ સ્વભાવિક ધર્મને અનુસરીને તેવી શિક્ષા "સ્વર્ગ ભુવને" સંત મ્હારાજના હાથે અપાતી હતી. એ શિક્ષા સુત્રાનુસાર બાગ્રી જંગમો અને બીજા સેંકડો અને હજારો વ્યહવારિક દશા ભોગવનારા શિષ્યો સંત મહારાજની સેવામાં હાજર રહેતા. ગુણીસંત પુરૂષની ગાદીને માન આપતા, અને પ્રભાત, મધ્યાન્હે તથા સાયંકાળે આરતી ધુપ, અને આરાધના પણ ત્યાં આગળજ થતી હતી. એવી સંત મહારાજની શિક્ષાથી ધર્મ ઐકયતા વધી હતી.

રામ સરખા પરમ પ્રતાપી, પરમ ઐશ્વર્યવંત પરમ પુરૂષના અને સીતા સરખાં સતીના નામ સ્મરણથી આર્ય જાતી પુરૂષ પ્રેમનમાં

જાંઘના તોફાની તરંગો કેટમેક દરજ્જે ઠંડા પડયા હતા. તેના પેટમાં ભુખથી કુરકુરીઆ બોલતાં હતાં, તેથી જાણે રથુસંગ્રામમાં લડાઇના શ્રમથી હાર પામીને—નીરાશ થઇને ભોંય પર મોંધો પડયો હોય એવી રીતે તે પોતાના બીછાનામાં પડયો હતો. તેના અવયવો હલન ચલન કરવાને બદલે અશક્ત થઇને સ્થીર પડયા હતા. તેના પર હમણા નિંદ્રાદેવી કોપી હતી, અને પોતાની જાદુઇ શક્તિથી તેની શક્તિની ગતી રોકી હતી. તે પાડાની માફક ઘોરતો હતો. તેના ઘોરવાના અવાજે કરીને આસપાસની ઓરડીમાં સુતેલાં અનાથ બાળ બચ્ચાંઓ ભડકી ઉઠયાં હતાં, અને ભયની ચીશો પાડીને કેટલાક ભોળા મનુષ્યો સંત મહારાજનું નામ સ્મરણ કરીને રક્ષણ માંગતા હતા. એવી કુંભકર્ણ ઉંઘમાંથી આપણા મિત્રોએ આ એદી તીરંદાજને જાગ્રત કરવાની કોશીશ કીધી. બુમ બુમો પાડી અને ટાંગા રોળી કરીને ઢંઢોળી જોયો. આ તાત્કાળીક ઉપચારોથી તે ઉંઘમાંથી બે બાકો, અને મુનિવ્રત ધારણ કર્યું હોય તેની માફક ટગર ટગર જોવા લાગ્યો, તથા બગાસાં પર બગાસાં ખાતાં પેટ ભણી હાથ બતાવીને ક્ષુધાની પીડા સાનમાં સમજાવી. એટલામાં રાત્રીના ભોજનનો ઘંટ થયો. ઘંટ સાથે હરીહરની હાક સંભળાણી. સ્વયંપાકના ચોકમાં પત્રાળી પડી. જેમાં પકવાનો અને મીષ્ટ વનાળો પીરસાયાં. પત્રાળીઓની પાસેપાસે પ્રકાશમાન દીપક પ્રકટયા, અને અગરબતીઓ એક પછી એક સળગાવી. તેની સુંગધીથી ભોજન લેનારી મંડળીની ક્ષુધા ઉઘડી ખાવાની રૂચી જાગ્રત કરી. આપણા પ્રવાસી પરોણાઓએ પણ ભુખ્યા વાઘની માફક પાક પકવાનો પર હાથ માર્યો. સઘળાએ ક્ષુધા દેવીને શાંત કરવાના પ્રયત્નમાં પડયા. એ પ્રયત્ન થોડી વારમાં ફળીભુત થયો. ક્ષુધા દેવીને પ્રસન્ન કરી, જઠર દેવના બળવા ને ચંદ્ર મહારાજના પવિત્ર પ્રસાદે કરીને દબાવી દીધો, હરાવી દીધો. એ જીતથી ભજન યુધ્ધમાં ભાગ લેનારી મંડળીઓ "જય રામ"ની ઘોષ કીધી, અને પોતે પોતાના બીછાના પર નિંદ્રા દેવીનું ધ્યાન ધરવાને પહોંચી ગયા. આ ભોજન યુધ્ધની ફતેહથી કેટલાક તરંગી યોધ્ધાઓ તાન પર ચઢીને તાનસુનની માફક તમ્બુરાના તાર ચઢાવીને હરી રસના તાન ટપ્પા લલકારવા મંડયા. કેટલાક હોકા અને ચલમ ફુંકીને ધુમ્ર પાન કરવા અને કેટલાક સુખ નિંદ્રાની ખુમારીને વશ થઇને, પરમ શાંતી સુખ લેવાને માટે પથરા પર પડયા. પેલા પરાધિન પ્રાણીઓ પણ પોતાના પેટના જઠર દેવને શાંતી પમાડીને પ્રસીધ્ધ એલના સ્વપ્ના જોતાં નીંદ્રા દેવીની ભક્તિમાં પડયા પણ આપણા તરૂણની ઉંઘ આજના અજ્ઞાન દે ઉડાડી દીધી, હતી. તેણે અજ્ઞાન રૂપી અગાધ નિંદ્રામાંથી જાગૃત થઇને, પાસેના કીર્તિરંગભુના ઝરૂખા માંથી આવતાં ભજનપર લક્ષ લગાડયું હતું.

એ ભજન આ પ્રમાણે હતું.

(કાફી)

જીવના હે દિનચાર, બંદે રામ સમરલે (ટેક)

દોલત દેખી ફિરત દિવાના,
ભટકત મૂઢ ગમાર. બંદે ૧

ધન જોબન બાદલકી છાંયા,
જાતાં લાગે વાર. બંદે ૨

કાલ કરાળ ફિરત શિર ઉપર,
પકડેંગો સાંજ સ્હવાર. બંદે ૩

કરી સત્સંગ ભજો રઘુનંદન,
ઉતરોગે ભવ જલ પાર. બંદે ૪

સખી રામદાસ ભજો સિયાવરકું,
શ્વાસ ઉસ્વાસ સંભાર. બંદે ૫

( ભૈરવી )

કાનર સોવત મોહ નિશામહ,
જગત નાહિ કાલ નિયરાના કાનર. (ટેક)
પ્રથમ નગારાં શ્વેત કેશભો,
દુજે શ્રવણુ સુને નહિ કાના.
ત્રીજે નેત્ર દષ્ટિ નહિ સુઝે,
આઇ ગયો સાહેબ પરવાના. કાનર.
હાથી છુટા, ઘોડાભી છુટા,
છુટી ગયે સબ માલ ખજાના. કાનર
જરિંગા શહેર બાર નહિ લાગા,
દુનિયાં સો ગઇ સ્વપ્ન સમાના.
ભગવતદાસ ચલી ગતી સબકો,
ભજલે હું સંતો શ્રી ભગવાના. કાનર ૩

આ ભકિત રસની લ્હેરીઓની અસર તરુણુ યોધ્ધાના મસ્ત અથ્ર સરખાં મન પર પડીને તેમાં તેનું મન તલ્લીન થયું, અને એવા તલ્લીન થયેલાં મનની સાથે તે સ્વપ્નમાં પડયો, સ્વપ્નમાં પણ એવીજ સ્ફુર્ણાં થઇ, અને તેના તેજ મધુર શબ્દોનો તેના કાનમાં ઝણુઝણાટ થયો. એ સંત સમાગમનું, સાધુની સેવાનું, તિર્થ ભજનનું તાત્કાળીક ફળ છે. અને એવું ફળ આ અસાર સંસારમાંથી પ્રારબ્ધ યોગે કરીનેજ પ્રાપ્ત થાય છે.

## પ્રકરણ ૮ મું.

### " પ્રભાતનો પુર્ણાનંદ "

" જબજાગા તબકુવારકરા "!
" હૈ ગઇ ઉપ ભયા ઉજીયારા " ! !"

શશીરાજના શાંત રૂપેરી કીર્ણો રાત્રીના ચારે પ્હેર પ્રકાશ આપી આપીને ઝાંખા પડવા લાગ્યા. તારાઓનો પ્રકાશ મંદ પડયો, અને સવિતા નારાયણ ભગવાનની પધરામણી થવાની અગમ ચેતીમાં કુકડાઓએ નેકીબદારોની પેઠે નેકી પોકારવા માંડી. પચરંગી પંખીઓએ પોત પોતાની ભાષામાં પરમેશ્વરની પ્રાતઃકાળની પ્રાર્થના ભણવા માંડી. ચકલાંઓએ ચક ચક કરીને, કોયલોએ કોમલ કંઠથી ગાન કરીને, ખુલ ખુલીઓએ દીલ ખુશ થાય ' એવાં ગીતો ગાઇને અને બીજા વિધવિધ પંખીઓએ સીસોલી સરખા સ્વરોથી ગુંજારવ કરીને " સ્વર્ગ ભુવન " ની શીતળને શાંત હવા ગજાવી દીધી. શીતળ ને સુંગંદમય પવનની મંદ મંદ લ્હેરીઓથી ઉઠેલા મોજાઓથી પણ પ્રાણીયોના તપેલાં મગજ શાંત કીધાં. સવિતા નારાયણ ભગવાનના રથને ચાલવાના રસ્તાપર સિંદુરીઆ કાંઇ આછા પીળા રંગના સાથીઆ પુરીને સધ્યાએ પોતાની પ્રસન્નતા પ્રગટ કીધી. સુર્ય ભગવાનને આવકાર દેવાને જાણે સૃષ્ટા અને સૃષ્ટિના પ્રાણીઓ ઉત્સાહી થયાં હોય, એવો આનંદ યુક્ત ખળભળાટ થવા લાગ્યો. એ ખળભળાટને લીધે સૃષ્ટી સૌંદર્યતાની જાગ્રતાને લીધે સ્વર્ગ ભુવનના સાધુ સંતો નીંદ્રા તજીને રામ રમણું કરતા ઉઠવા લાગ્યા. દેવળોમાં શંખનાદ થવા લાગ્યા. ઝાલરો વાગવા માંડી. ઘંટનાદ થવા લાગ્યા. ચોઘડીઆ તથા મંગળવાદ્ય વાગવા લાગ્યાં. હરહર અને સીતારામના મંગળ શબ્દોથી હવામાં મોજાં ઉઠાવતાં—સાધુ-સંતો અને પવીત્ર પુરૂષો રામ પાઠ અને માન સરોવર સરખાં પવીત્ર જળાશય પર પ્રાતઃસ્નાન કરવાને જવા લાગ્યા. કોઇ બીજાના પર સુતા સુતા ને કોઇ કોઇ ઉઠતાં ચાલતાં પ્રભાતીઆં અને હરી કીર્તન ગાતાં હતાં. આપણા તરુણા યોધ્ધાઓના બીછાનાની બારી સામે આવેલા રાગ ઘાટના ઠંડા પાણીની સપાટી પર થઇને આવેલા શીતળ પવનની લહેર નીચલાં ગીતના સ્વરો તરુણ પુરૂષના તીક્ષણુ કાનના પડદા સાથે અથડાયા. તેના કાનમાં ઝણુ ઝણાટ થયો અને અરધી ઉંઘ તથા અરધી જાગ્રત અવસ્થામાં તે રામ રસનું પાન કરવા લાગ્યો.

" ગુણ ગાત ધોબનીઆં ધુવેરે. (ટક)
કાહેકા ખાર કાહેકા સાબુન
કાહેસે ડાઘ છોડાવેરે,
જ્ઞાનકા ખાર સુરતકા સાબુન,
નામસેં ડાઘ છોડાવેરે. હરિ. ૧
ડાઘ છુટે અમર હોઇ ગયે,
તહાં બેઠે ગુણ ગાઓરે,
નિર્મળદાસ મિલે સતગુરૂકું,
બહોર જગ નહિ આવેરે. હરિ. ૨

આ ગીતના શાંત જે મનોરંજક સ્વર ઉંઘની ખુમારી ઉડાડી દીધી. અજ્ઞાન રૂપી નીંદ્રાનો જ્ઞાન રૂપી જાગ્રતીએ નાશ કીધો. આળસ પરહરીને પથારીમાંથી તરૂણ યોધ્ધો અને "હરી-ગુણ ગાતે ધોબનીયાં ધુવેરે." એ ગીતની કળી લલકારનો—તેનો મર્મ શોધતો બારી આગળ જઇને ઉભો રહ્યો, અને ઝડપથી બારી ઉઘાડી નાખી. એ બારી આશ્રમ સ્થાનના વિશાળ ચોકમાં પડતી હતી. અને તેની સામે દિપમાળના ઉંચા મિનારાઓ ઉભાં હતા. તે મિનારાપરથી ગમ્ કાને જે કિર્તનસ્વરો કાને પડયા હતા તેથી તે ભણી તાકીને નેણું જોયું! પણ આ સમયે ત્યાં સર્વે ચુપાચુપ હતું. ઘુવડો અને વનવાગળાં વિગેરે નિશાચર પંખીઓ સવિતા નારાયણના ભયથી મીનારાની ઉંડી કીનારીઓની અંદર ભરાઇ બેસવાના ઉદ્યોગમાં મચ્યા હતા. જ્ઞાનરૂપી સુર્યના પ્રકાશની આગળ અજ્ઞાનરૂપી તિમિર જેમ ઉભું રહેતું નથી તેમ દૈવી પ્રાણિની આગળ આસુરી પ્રાણીઓ, ટકી શકતાં નથી. જ્ઞાન અને અજ્ઞાની ને અનાદી કાળથી વેર ચાલતું આવેલું છે, તેનું સ્મર્ણ. થોખાને થઇ આવ્યું એટલામાં બાલાદાર સ્વાર જાગી ઉઠયો, અને તરૂણ યોધ્ધાને પ્રભાત સમય ના રામરામ કીધા. તેના જવાબમાં તરૂણ પુરૂષે માથું નમાવીને તેનો ઉપકાર માન્યો. તેઓ સાથે મળીને દંત ધાવન કીધું. તીરઅંદ સાહેબ પણ કુંભકરણની ઉંઘમાંથી બગાસા ખાતાં ખાતાં અને આળસ મરડતા મરડ રાત્રીના સુખ સ્વપ્નામાંથી જાગ્રત થવાને બીછ નામાં બેઠા થયા. તેમણે પણ દંત ધાવન કીધુ ચલમ સળગાવીને ધુમ્રપાન કરીને પોતાના મ પહેલાં મનને ચંચળ કીધું. એટલી વારમાં સ્વર્ગ ભુવનની ટેકરીઓના શિખર સવિતા નારાયણ સોનેરી કિર્ણોથી ચકચકીત થવા લાગ્યાં. ટેકર પરતું ધુમસ કિર્ણોની ગરમીથી પીગળવા લાગ્યુ જો ભુરા ધુમાડા સરખા આકારમાં ઉંચે ચઢવ લાગ્યું. એ સઘળી સૃષ્ટિ સૌંદર્યતાની મોહિનીથ આપણા ત્રણે મુસાફરો મોહ પામ્યા, અને સ્નાન પૂજા કરીને "જાવળીની ઝુંપડી"ના જાદુગર ની ઝાંખી કરવાને સાધુ–સંતોની સાથે તેઓ પણ સાવધાન થયા.

## પ્રકરણ ૯ મું.

## " ઝુંપડીનો જાદુગર. "

તરૂણયોધ્ધો "સ્વર્ગ ભુવનના" શાંત પ્રભાતથી શાંતિ પામ્યો અને સૃષ્ટિ સૌંદર્યતાના અવનવા દેખાવોથી અંજાઇ ગયો. આવાં રાજ ભુવનની સરખાં દેવળો અને મંદિરોને "જાવળીની ઝુંપડી". કહેવી અને તેના પવિત્ર સંત મહારાજને "જાદુગરની" સંજ્ઞાથી ઓળખવા એક તેના મનમાં અજાયબી થઇ પડી, આ અજાયબી તોડવાને માટે બાલાદાર સરદારે તક લીધી અને કહ્યું."

"ભલા મિત્ર! તમે "જાવલીની ઝુંપડી" જોઇને પ્રથમદર્શન આશ્ચર્ય પામ્યા છો અને ઘણા વળી સંત મહારાજને જાદુગર તરીકે ઓળખવામાં અજાયબી માનો છો એ તમારી શંકા ટાળવાને માટે તમને તે સંબંધી થોડો ઘણો ઇતીહાસ કહેવો જોઇએ, આજે મને

મૂળ પુરૂષ પછી જેજે સંત પુરૂષો ગાદીપર આવતા ગયા, તેઓ પણ પરમ પ્રતાપી હતા. મુળ મહાત્માના બાંધેલા નીયમ પ્રમાણે તેમની વંશના આચાર્યોને ગાદીપર બેસવાનો હક હતો, અને રામ પ્રતાપે કરીને તેમનો પ્રતાપ જેવો ને તેવો આજ સુધી જળવાઇ રહ્યો હતો.

પ્રજાશ્રય અને રાજાશ્રયથી "સ્વર્ગ ભુવન-ના" આ પવિત્ર સ્થળને શ્રેષ્ટ પણું મળ્યું હતું. રાજા—ઠાકોરો અને જાગીરદારો તથા રજપુતો સર અવસરે આ આશ્રમમાં આવતા અને એકાદ બે દીવસ રહીને પોતાના પાપ કર્મનો પશ્ચાતાપ કરીને શાંતી પામતા હતા.

કીલ્લાના પહેરેગીરો અને રક્ષણ કરનારા રજપુત સીપાહીઓ દરરોજ નહાતો, દર અઠવા-ડીએ "સ્વર્ગ ભુવનના" "રામઘાટ" પર સ્નાન કરવાને આવતા અને ભજન કીર્તનના મીંસાવડામાં ભાગ લેઇને વિદાય થતા હતા. કીલ્લો "સ્વર્ગ ભુવનની" બરાબર દીન ઉગે આવતાં હતાં. ભજનાલયમાં સવાર, મધ્યાન ને સાંજે કીલ્લાના રક્ષણ કરનારા રજપુત સીપાહીઓની ટોળીઓ ઝાંઝ, પખાજ, ડુગડુગી અને કીરતાલ, ડફ વીગેરે વાજીંત્ર વગાડતી, ભજન કરવાને આવતી, અને સંત મહારાજને રામરસના કિર્તનો શ્રવણ કરાવીને તથા ગુરૂ મહારાજનો ઉપદેશ સાંભળીને કીલ્લામાં ભોજન કાળના ઘંટ થયા પહેલાં પાછી ફરતી હતી.

"સ્વર્ગ ભુવન"ના શ્વેત રંગના વાવ-ટા તળે વસનારી સાધુ સંતની ટોળીઓ જમા-તના નામથી ઓળખાતી અને એક ટોળી ઉદયપુર, જોધપુર, જયપુર, કાશ્મીર, નેપાળ વીગેરે હીન્દુ રાજ્યસ્થાનોમાં વર્ષની અમુક મુદતપર જતી અને ત્યાંથી સારી રાજાશ્રય પા-મીને તીર્થાટન કરતી કરતી લાંબી મુદતે "સ્વર્ગ ભુવન" બાજુ પાછી ફરતી હતી. આવી ટુકડી-ઓના સાધુઓ લશ્કરી, સીપાહીઓની માફક

તેઓનું મુખ્ય શાસ્ત્ર "રામ કથા" અને મુખ્ય ચર્યા "રામચરિત્ર" હતી. અંતકાશ મળતાં ન્હાઇ ધોઇને રામ કથાના પાઠ કરતા, રામ સ્તોત્ર ભણતા અને રામ ભજનમાં રાચી રહેતા હતા. રામ શબ્દ એ તેમનો મુખ્ય મંત્ર હતો. તેઓ અનેક ઠેકાણેથી આવીને આ ઝુંપડીના આશ્રય નીચે રહ્યા હતા. તે છતાં જાગવીની ઝુંપડીના જાદુગરના નામ ઉપર તેઓ મરી ફીટતાં અને આંખના એક ઇસારામાં પ્રાણ અર્પણ કરવાને ખડે પગે સાવધાન રહેતા હતા. હમણાના, મહાત્માની વય લગભગ એંશી વર્ષની હશે. ધર્મ, ધ્યાન અને તપશ્ચાર્યા વડે કરીને તેમનો માન મરતબો વિશેષ હતો. જાગીરદારો અને રજવાડા પર તેમની ધાક એક સરખી હતી, અને એ ધાકને લીધે અરસપરસનો ગમે એવો કલેશ અટકાવવાને તેઓ સમર્થ ને શક્તિવાન હતા. એવા મહાત્માના મહિમાની વાર્તા ભાલાદાર સ્વારને મ્હોડેથી સાંભળીને તરૂણ પુરૂષ પ્રસન્ન થયો, અને પ્રત્યક્ષ ઓળખી કરવાનું, મુલાકાત લેવાનું. માન મળવાથી તે મગરૂરી સાથે મગ્ન થયો.

કોઇ જટા ધારી બાગીઓ હતા, કોઇ લંગોટી ભેર હતા. કોઇએ વલ્કળ પહેરેલાં હતાં. કોઇએ આડબંધ બાંધેલા હતા, અને કોઇએ મૃગ ચર્મની અથવા કાંબળીની ગળાથી પગની ઘુંટી સુધી એકલી કફનીજ પહેરી હતી. કોઇ આખા શરીરે ઉઘાડા હતા. કોઇએ વૈરાગ્ય દર્શાવવા દર્શક વિભૂતી ધારણ કરી હતી. કોઇએ માથે મ્હોટી જટા બાંધી હતી, અને કોઇના શિર મુંડાવેલાં હતાં. કોઇ ઉદાસી હતા, કોઇ સન્યાસી હતા, કોઇ રાગી હતા, કોઇ વૈરાગી હતા, કોઇ ભંગી હતા કોઇ રંગી હતા, કોઇ રામનંદી હતા, કોઇ ખાકી નંદી હતા. એવા અનેક મતનાં અનેક તરેહના આચાર વીચાર ધરાવનારા "સ્વર્ગ ભુવનનું" સેવન કરનારા સંત સાધુઓ હતા. તેઓમાંના કોઇ કોઇ ઝાંઝ પખાજ વગાડીને રામધુન કરતા, અને કોઇ કોઇ ડફ સારંગીના સુરમાં "રામસ્તોત્ર" ભણતા હતા કોઇ તંબુરા અને મંજીરા વગાડીને ગુરૂ મહારાજને રીઝવતા, ને કોઇ વળી લાંબા સુરથી "રામ સીતાની" સ્તુતીના ગીતો લલકારતા હતા. કોઇ કોઇ મુંગા મુંગા હરીસ્મરણ કરતા, અને પોતાના આત્માનું ધ્યાન ધરીને અખંડાનંદ ભોગવતા હતા. સઘળા લોકો ઉલ્લાસમાં હતા.

હિન્દી ભક્ત—

(ભૈરવ)

યાકો વેરી હેરી પટોના, યાતે હરી સુમરન
કયા હોના (ટેક.)

હકત માંગે બેહત માંગે, માંગે સબકે લીના,
ભુખ લગે તબ ભોજન માંગે, દો રોટી ઔર
દોના. યાકો ૧

ખાસા આ મહમુદી માંગે, માંગે નરમ બીછાના,
આંખ ખુલે જબ તીરીયાં માંગે, યોગ કહાંસે હોના.
યાકો. ૨

છલબલ કરત ફીરત જગમાંહી, બન બેઠે કયા
શૌના;

જાઇ પરે જબ યમકે પાસે, વા કછુ ઔર નરોના.
યાકો. ૩

યંત્ર મંત્ર સબહી કછુ શીખે, એક ન શીખે
ટોના,

લાલદાસ યહ મતીકા હીના, માંગે ચાંદી સોના.
યાકો. ૪

(કેરબો)

હો દેખો દેખો રે, પ્રભુ બાનીકી બેન બજાવે.
(ટેક)

જ્યારે ન્યારે ઘટમેં ન્યારી ન્યારી બોલે,
જહાં નીકો કામ ચલાવેરે. પ્રભુ. ૧
જહાં અહંકાર બનત અભીમાની,
તહાં સબ જુઠહી ગાવેરે. પ્રભુ. ૨
જોં મન શુધ્ધી લહત સો બન્દેયા,
સોહી તહી જુલ ચલાવે રે. પ્રભુ. ૩
સ્વપ્ન સ્વરન શુ આદીસે ગાવત,
રાન લોકનમેં સુહાવેરે,
સચીદાનંદ બ્રહ્મ એક સ્વરુપો,
ગાવતાનીનમેં સમાવેરે. પ્રભુ. ૪

દક્ષિણી સાધુ— (પદ)

મીતા સર્વાંચી દરીલા. (ટેક)
પક્ષી પદરી સંચય કૈચા,
ચારા પુરવી ત્યાલા, ચિન્તા.
દર્દુર પાષાણાચે પોટી,
જીવન દેત તયાલા. ચિન્તા ૨
સિંહાચા જો આહાર જાણુંની,
કુંજર નીમિં તયાલા ચિન્તા ૩
મધ્ય મુનીશ્વર વિશ્વરૂપા સુખી
હાતું પેક્ષી કવણાલા. ચિન્તા ૪

સીન્ધીસાધુ—

(પદ)

વિરા તારી જનડીરાં, જાળ પરાં કર ભાઈ,
એવો માંહે લારો, મેલ પશે ફરી ડાર
(ટેક)

પાંચ બળધોઆ રાશે કરી ભણીએ,
એ નરા વરા કરો ભાઈ,
સુખમણ બીજે ખેતર વાવો,
કાઢીને લાભ સવાઈ. વીરા. ૧
કુરીઆના કરતલ, કરણીના હીણુ,
ઘરે જુતાછે ધોલા,
એને મારો સાહેબો એની વીધે મારે,
જેમ કાંસુ ઘડે કંસારા. વિરા. ૨
નિજપંથમાં નિર્મળ ચાલો,
તારી એણી વિધે થાશે ભલાઇ;
દાય કર જોડી હરભુજી બોલ્યા,
વૈકુંઠ થાશે વધાઈ વીરા. ૩

ગુજરાતી સાધુ—

[પદ]

મંદિરીઆમાં દિવડા વિના અંધાર,
મંદિરીઆ. (ટેક)

ખળભળ્યા દેવલ ઉભી રહી થાંભલીરે,
ત્રાટુ નહિ ઝાલે એના ભારરે, મંદિરીઆમાં,
હાથમાં વાટકડી, ઘરોઘર ઘુમતી,
કોઇને આશો આધાર. મંદિરીઆમાં.

ઉઠી ગયા વાણીઆને, પડી રહી હાટડીરે,
જમડા કરે છે ધીંગાણું, મંદિરીઆમાં...
બાઇ મિરાં કહે પ્રભુ ગિરિધર નાગર
આવતા જમડાને પાછા વાળ, મંદિરીઆમાં.

ભજનાધ્યના ભજન રસથી રામ ભક્તો ભીંજાયાં. તરૂણયોધ્ધાના તપેલાં મગજને શાંતી વળી. ભાલાદાર સરદાર ભકિતમાં લીન થઈને તીરઅંદાઝ સાહેબના જવરદેવનો ઝગડો આ કાળને માટે સમાપ્ત ગયો. ગુરૂ મહારાજની ૫ ભેશાલીને શ્રી સંત પુરૂષનું "શિક્ષાસુત્ર" શ્રવણ કરવાને સર્વો શીષ્ય સાવધાન થઇ.



## પ્રકરણ ૧૧ મું.

## "સંત મ્હારાજનું શિક્ષા સુત્ર."

સંત મ્હારાજ શાંત મુદ્રા કરીને "શિક્ષા સુત્ર" શ્રવણ કરાવે તે પહેલાં તરૂણ યોધ્ધાએ ત્વરીત ઉભા થઇને હસ્ત જોડીને સંતગુરૂને વીનયપૂર્વક નમન કીધું અને દીન વચનથી કહ્યું, "ઇંદ્રીયોને નીગ્રહ કરીને જેણે મનને પોતાને સ્વાધીન કરેલ છે એવા વેદની પ્રસિદ્ધ ઇચ્છાવાળા, બેદ ગ્રંથીનો નાશ કરનારા, સારાસાર જાણવા વાસ્તે, નિશદીન સ્વસ્વરૂપનું જેણે ગાન કરેલું છે, એવા સ્વરૂપનું જ્ઞાન થયેલું હોવાથી સર્વને વિષે આત્મ દ્રષ્ટિ છે એવા તથા એક આત્મામાંથી અતિરિકત અન્ય કાંઇજ નથી, એમ જેણે વિચાર પૂર્વક નિશ્ચય કરેલો છે, એવા તથા શ્રીપદને પામેલા છે એવા અને શરણાગત થયેલા શિષ્યના હ્રદયની અંદર નિર્મળ તથા સત્ય ભકિતને સ્થિર કરે એવા સદગુરૂને આપના દાસાનું દાસ "પ્રતાપગઢના પારધી"ના દંડવત્ પહોંચાડતાં ચરણ રજ સેવકને પરમાનંદ પ્રાપ્ત થાય છે. પ્રભુ! આપની આધીનતામાં આનંદ માનનારા પ્રતાપ સીંહજીએ આપ મહાશયને માન પુર્વક "જય સીતારામ" કહ્યા છે, અને તે સાથે આપની અને આપના શિષ્ય મંડળની કુશળતા પુછાવી છે. આપના "સ્વર્ગ ભુવનના" શાંતિ દાયક સ્થળનું સંરક્ષણ થાય છે કે નહિ તથા આપની અને આપની આધીનતા અહો નિશ અંગીકાર કરનારા શિષ્ય મંડળની યથા યોગ્ય પુર્વોનુંસાર સેવા પુજા થાય છે કે નહિ અને આપના રક્ષણ નીચે નિવાસ કરનારા નિરાશ્રીત સાધુ—સંતોના ભરણ પોષણને માટે "મણીપુરના મહારાજા" તરફથી સાવચેતી રહે છે કે નહિ, તે જાણવાને અને જાણીને યથા યોગ્ય વ્યહવાર રાખવા–રખાવવાને માટે મારા માલીક ઉત્સાહી છે. મારા માલીકની આપ પ્રભુ પાસે વીશેષ પ્રાર્થના છે કે, આપના અને આપની ગાદીના પ્રતાપી સ્વર્ગવાસી સંત પુરૂષોના આશિર્વાદ અમારા પર ઉતરો, અને અમારી વૃત્તિ ધર્મ ધારણ કરવામાં સુદ્રઢ રહો એવો ઇશ્વરી પ્રસાદ માગવાની પ્રાર્થના કરવાને માલીકે મને આજ્ઞા કરી છે."

"તરૂણ યોધ્ધો" સંત મહારાજની અધ્યા પુર્વક પ્રદક્ષિણા કરીને ગુરૂપ્રશાદ પામવાની અભિલાષામાં હસ્ત જોડીને ઉભો રહ્યો. તેનો અને તેના માલીકનો ભકિત ભાવ જોઇને સંતમહારાજ ગંભીર મુદ્રા કરીને કહેવા લાગ્યા—

"સિદ્ધ પુરૂષ! વેદમાં તથા સ્મૃતિમાં કહેલા શુભ ધર્મ તથા શુભ કર્મની ક્રિયાઓ કરી કરીને જન્મ જન્મના પાપો જેણે ધોઇ નાખીને હ્રદયને શુધ્ધ કરેલું છે એવો, કર્મફળની આકાંક્ષાનો ત્યાગ કરી કેવળ પરમેશ્વર પ્રિત્યર્થે તથા નાસ્તિકતાના દોષોના પરિહારાર્થે અને લૌકિક પરંપરા જાળવવાને અર્થે વેદ વિહિત ક્રિયાઓ કર્મોને કરતો રહે એવો, તથા શ્રુતી, યુકિત, અનુભવ વડે શ્રી સદગુરૂ જે કાંઇ સદ્દુપદેશ કરે તેને શ્રધ્ધા

પુર્વક હૃદયમાં ધારણ કરે, એવો અમારો ઉત્તમ અધિકારી શિષ્ય પ્રતાપસિંહજી છે તે અમારા ધ્યાનમાં છે, તેમજ તેમની ભક્તિ ભાવનાથી પણ અમે અજાણ્યુ નથી. સિંહ પુરૂષનું સામર્થ સહુ મનુષ્ય સ્વિકારે છે, વળી શ્રધ્ધા સાથે ભ્વાર દક્ષતામાં પણ તમારો માલીક આગળ વધે છે. સ્વ ધર્મના સંરક્ષણાર્થે ક્ષત્રી પુરૂષોએ પ્રાણુ અર્પણ કરવો એ તેમને પરમ ધર્મ છે, અને એ ધર્મ તમારા માલીકમાં સર્વોત્તમ છે. તમારા માલીક પ્રતાપસિંહજીના પ્રતાપના પડઘા સુરાષ્ટના વન-પર્વતોમાં અને શાંત નગરો તથા ગામડાંના મ્હોલ્લાઓમાં પણ સંભળાય છે. એવા ક્ષત્રી કુળ દિપક ભણી અમારો અહોનિશ આશિર્વાદ રહે છે. એ નિશ્ચય માનજો. હવે કહો ક્ષત્રી પુરૂષ ! તમો મણીપુર ભણી સુમેહનો શ્વેત રંગનો સંદેશો લઇને સિધારો છો કે રણક્ષેત્રમાં રજપુતોનું બળીદાન આપનારા પુરૂષનું આમંત્રણ કરવાને જાઓ છો"

તરૂણયોધ્ધાએ પૃથ્વિ ભણી પોતાનું શિરનમાવીને કહ્યું "પ્રભુ, અમારા માલીકની અભિલાષા અરસ પરસમાં વેરભાવનો અગ્નિ સળગાવવાની, શુરવિર ક્ષત્રીઓનુ બળ માંહોમાંહેના ઝગડાથી ખપાવાની અથવા ક્ષત્રી લોહી નિર્થક રણક્ષેત્રમાં રેડાવીને, શુરવિરોનું બળીદાન દેવાની નથી. માંહો માંહેના ઝગડા મટાડીને, એકયતાથી ક્ષત્રીઓનું બળ એકઠું કરવાનો માલીકનો અખંડ ઉદ્યોગ છે, એ આપથી પણ અજાણ્યુ નહિ હોય.

"આ સમય સુરાષ્ટને માટે અતિશય ભયકારી છે. મરેઠા સરખા મજબુત લુટારાઓ સુરાષ્ટની સ્વતંત્રતાની સબળ સાંકળ તોડવાનું મથન કરે છે. પરમાર વંશનો ભગવો વાવટો ધુળમાં રગદોળી રાજ્ય છત્ર નીચુ પાડવાને યત્ન કરે છે, અને સુરાષ્ટની શાંત રાજ્ય સત્તાની ઉથલપાથલ કરીને પોતાની રાજ્ય સત્તા સ્થાપવાની પેરવી કરે છે; એવા સમયમાં "મણીપુર" અને સુરાષ્ટની રાજ્ય સત્તાનું રક્ષણ કરવાની સબળ ઇચ્છા પ્રતાપી પ્રતાપસિંહજીની અને તેના પટાવતોની છે. આવા અશાંત સમયમાં મણીપુરમાં ખટપટને લીધે ખળભળાટ ચાલે છે. માલીકની મરજી એ ખળભળાટ મટાડવાની અને મરેઠા ઓને સુરાષ્ટના શાંત કિનારાપરથી હાંકી કાઢવાની છે. એ મરજી, એ ઇચ્છા—જાલમસિંહનો જોર—જુલમ છેદી-ભેદી નાખ્યા સિવાય જયકારી થશે નહિ એવું મારા માલીક માને છે, અને આપ પણ માનશો, પરંતુ મને અને મારા માલીકને ભય છે કે, "મણીપુરના મહારાજા" કમનશિબે કરીને માનશે નહિ. તેમને મનાવવાની-મનાવીને રાજ્યતંત્ર ઠેકાણે આણવાની અમારી ઇચ્છા છે. એ ઇચ્છા સુમેહ—સમાધાનીથી પાર પડશે કે શસ્ત્ર અસ્ત્રના જોરથી પાર પડશે તેમાં હું તો માત્ર એક સંદેશો લઇ જનાર એલચી તરીકે ભાગ ભજવવાને જાઉં છું. અને મને આશા છે કે, તેમાં રામ પ્રતાપથી યશપ્રાપ્ત થાઓ અને એવી આપ સંત મહારાજ પ્રત્યે મારી પ્રાર્થના છે."

ગુરૂ મહારાજે ગંભીર વદન કરીને કહ્યું,

"પ્રતાપી પુરૂષના પટાવતો પણ પ્રતાપવંત હોય છે, એ તમારા વચનોથી અમે જાણ્યું. તમારો સંદેશો સુરાષ્ટને લાભકારી છે. તમારો આ પ્રવાસપુણ્યકારી છે, અને તમારા માલીકનો અચલ પરોપકાર યુકત છે. અમારા આશીર્વાદથી અને આ "સ્વર્ગભુવન"ના સ્વર્ગવાસી સંત પુરૂષોએ અમને પ્રેરેલી પ્રેરણાથી અમારો નિશ્ચય થયો છે કે "મણીપુર" માં સુમેહ શાંતી પ્રતાપસીહના પ્રતાપથી પુનઃ સ્થાપન થશે. દેશ અને દેશીઓના કલ્યાણાર્થે જે પુરૂષ પોતાનું જીવન ખપાવે છે તેની જય હજો. તેનો આ લોક ને લીધે ઉજવળ યશ થજો, અને તે પરલોક ને વીષે પરમગતી પામજો.

સ્વતંત્રતાનું રક્ષણ કરવું એ ક્ષત્રીઓનું શ્રેષ્ટ કર્મ છે. પ્રાણી માત્રનો સર્વોત્તમ ધર્મ છે અને એ ધર્મને અનુસરીને નીરંતર ચાલવાનો અમારો ઉપદેશ છે. ક્ષત્રીઓએ અસ્ત્રશસ્ત્રથી સ્વદેશનું તેમજ સાથેસાથે સ્વદેશીઓનું રક્ષણ કરવું, બ્રાહ્મણોએ વેદ વિદ્યા ભણવી અને ભણાવવી, વૈશ્યોએ વણજ વેપારથી દેશની આ... કરવી, અને સુદ્રોએ ક્ષત્રી, બ્રાહ્મણની અને ...ની સેવા કરવી, એ આપણા સ્વર્ગવાસી ... મ્હારાજનું મુળ "શિક્ષાસુત્ર" છે, એ ...મંત્ર છે, અને એ "શિક્ષાસુત્ર" ને મંત્ર અનુંસરીને ચાલવું એ અમારી આજ્ઞા ઉઠાવ...રા અને અમારા ભણી ભાવના ધરાવનારા ...ભ્ય મંડળનું નિત્યકાર્ય છે. નિત્ય નિયમમાંનો ...ક નિયમ છે. અમારા સરખા વ્યહવારથી ...રકત થયેલા વૈરાગીઓને મનથી સુરાષ્ટ્રીઓને ...જરાતીઓ, મરેઠાઓ ને મુગલો એક સરખાજ ..., અમારા અંતઃકરણમાં ભેદ ભાવના રહી ...થી. પંચ મહાભૂત રૂપે સકળ સ્રષ્ટિના પ્રાણી... એકજ છે. આત્મા રૂપે પણ તેઓ એકજ ... પરમાત્માશ્રી ક્રષ્ણે આત્માના લક્ષણ સબન્ધી શ્રીમદ ભગવદગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે—

यो बुद्धे परतस्तुसः

અર્થ "બુધ્ધિ થકી જે પર છે, તેજ આત્મા છે." તેમજ ભાષ્યકાર ભગવાન શંકરાચાર્યએ

देहेंद्रिय मनो बुद्धि प्रकृतिभ्यो विलक्षणम् ॥
तदति साक्षीणं विद्या द्यात्मानं राजवत्सदा ॥१॥

"એટલે જેમ રાજા પોતાની સભામાં બેઠેલા પુરૂષોને સાક્ષિ તથા પ્રેરક હોઇ તેનાથી જુદો છે, તેમ આત્મા પણ શરીર, ઇંદ્રીય, મન, બુધ્ધિ અને પ્રક્રુતીએ સઘળાંથી વિલક્ષણ છે."

આપણે આત્મા રૂપી એકજ છીએ. જગત પ્રભુની વિભૂતી છે. પ્રાણી, પદાર્થો ઇશ્વરની કૃતી છે. નૌત્તમ લીલા માત્ર છે, એટલી જ્ઞાની પુરૂષોને રાગ દ્વેશ રહેતો નથી, ઝગડો થતો નથી. અજ્ઞાની ઓને કામ-ક્રોધ, મારૂં, તારૂં, માન, અપમાન, અને રાગ દ્વેસ રહે છે. પ્રવૃતિમાં રચ્યા પચ્યા રહેલા પુરૂષોને માટે આ ઉપદેશ નથી: એવા લોકોએ પ્રવૃતીનો ક્ષય ન થાય, ત્યાં સુધી વ્યવહારીક કાર્યો કરવાં. નિયમ ને વ્યહવારને અનુસરીને વરતવું, એ તેમનો ધર્મ છે. તેમનું કર્તવ્ય કર્મ છે. તેમની વચમાં અમારાથી પડી શકાતું નથી. અધીકાર વગરના મનુષ્ય મનુષ્યની આગળ અધીકાર વગરનો ઉપદેશ આપી શકાતો નથી. શિષ્ય જનો ! અમારાં મનથી તો આ સંસાર સ્વપ્નવત છે, મૃગજળ સરખો છે. એવો અસત્ય-મૃગજળ સરખો ખેલ જોવાની અમને રૂચી થતી નથી. અમને એવા અસત્ય સંસાર પર અભાવ રહે છે. ઉદાસીનતા ઉપજે છે. અમેતો પરલોકના પંથિ છીએ અમારી વાસના ક્ષીણ થઇ ગઇ છે. અમારો પ્રેમ પરમધામમાં પરમ પુરૂષની સાથે બંધાયો છે."

સંત પુરૂષના "શિક્ષાસુત્ર" ના ઉપદેશથી પદ ગાવાની સંગીત શાસ્ત્રમાં કુશળ ગણાતા ભજન મંડળને સાન કરીને "સંતમહારાજ" શાંત થયા; એટલે ભજન મંડળના ભક્તોએ ન્હાના પ્રકારના વાજીંત્રના સાહિત્યો હાથમાં ગ્રહણ કર્યા અને આ પ્રમાણે સુસ્વરથી વાજીંત્ર સાથે ગાવાનું શરૂ કીધું

પદ.

અવનીના વૈદો અજાણ, અમારૂં દરદ ન જાણે
અવનીના (ટેક)
અવનીના લોકો દરદથી અજાણ્યાં,
નવસમજે તે નિશાન.
નિર્ભય બનીને ભજનના નિશામાં,
મસ્ત મઝા કેમ માણે ?
અમારૂં દરદ ન જાણે—અમારૂં ના૦૧
દરદ પીડા પિછાણે છે, દરદી,

અવરને અંતર આણે?
હિકમત હકીમની દરદથી હારે,
પામર કેમ પિછાણે! અમારૂં ૨
નાડીમાં દરદ અમારૂં ન આવે,
જીભે કરી કેમ જાણે!
ધન્વંતરી પણ દરદ ન ધારે,
સમજે બીજા કેમ સાને. અમારૂં ૩
ફક્કડ થઈ અમે લીધી ફકીરી,
ભોજન લઈએ ન ભાણે,
ફાકા કરીને ફિકર વિણ ફરીએ,
ત્રિગુણ પતિ તણા તાને. અમારૂં ૪
ઘરના કહે એ તો ચેલો થયો છે,
પશુ આ પડયો કયાંથી પાને;
દુનિયાં ભવાનીને માને દિવાની,
મુરખ મતિ હીણુ માને. અમારૂં. ૫

(૨)

સદગુરૂ વૈદ સુજાણ, હમારૂં દરદ હરે છે.
સદગુરૂ. (ટેક.)
નાડી જોયા વિના પરખે નયનથી,
ખુબી એ ગુરૂમાં ખરે છે,
મનરંજન કરનારાં મુખથી,
ઝરણુ અમીનાં ઝરે છે,
હમારૂં દરદ હરે છે. સદગુરૂ-૧
પરમ દરદની કરીને પરિક્ષા
ભાવથી જ્ઞાન ભરે છે,
શિળ, સંતોષ સુધારસ પાઇ,
કાયાની શુધ્ધિ કરે છે,
હમારૂં દરદ હરે છે. સદગુરૂ-૨
દુર્ગુણથી દુર રાખે દરદીને,
ધીરજ આપ ધરે છે,
ત્રિવિધ તાપથી દરદી તપેલા,
થીર કરીને ઠરે છે.
હમારૂં દરદ હરે છે. સદગુરૂ-૩
જીવન ઉપાધીનું કાઢી જડામૂળ,
ફિકર તજીને ફરે છે,
અંતર રોગ મટાડવા અંતે,
ઉપદેશને ઉચરે છે,
હમારૂં દરદ હરે છે. સદગુરૂ-૪
જ્ઞાન સુધારસ ગોળી ગળાવી,
દિલથી અભય પદ દે છે,
સંસાર રૂપી ભવાની આ સાગર,
તારીને આપ તરે છે,
હમારૂં દરદ હરે છે. સદગુરૂ-૬

[ સાધન છે. ]

---

કોલમ્બીયા યુનિવરસીટીના જાણીતા પ્રોફેસર કટલ ( Prof. Catell ) તેણે દુનીયાની ચાર મુખ્ય પ્રજાઓની એન સાઇકલોપીડીયા લઇ તેમાંથી મહાન પુરૂષોમાંથી કોણ કોણને તેઓનાં અમુક પ્ર-તાપો પછી સર્વથી વધુ જગ્યા આપવામાં આવી છે, તેની ચોકસાઇથી ટીપ કહાડી છે. ઇંગ્રેજી, અમેરીકન, ફ્રેંચ, અને જર્મન એન સાઇકલોપીડીઆઓની મદદ લઇ, કાંઇક વર્ષે તે ૧૦,૦૦૦ તવારીખ પ્રસીધ્ધ સ્ત્રી પુરૂષોના નામોની લંબાણ ટીપ ઉપજાવવામાં ફ-તેહમંદ નીવડયો છે. સૌ પહેલી માનભરી જગ્યો પેલો મહાન યોધ્ધો નેપોલ્યન બોનાપાર્ટ રોકે છે; ત્યાર બાદ શેકસપીયર; પછી મહમદ પેગામ્બર; અને ચોથો વોલટેર આવે છે, કે જયારે જયોર્જ વોશીંગટન ઉપલી ટીપમાં છેક ૧૯ મો આવે છે.

માણેક કૃ. સુનાવાલા

# એક વિચિત્ર કારજ!

[ ટુંકી વાર્તા ]

( ગુલશન માટે )

લખનાર—આર. ડી. બગવાડીયા.

"મીસ—તમારે માટે ખરેજ હું દીલગીર છું" તે બુઢા સોલીસીટરે તે ગરીબ છોકરીની ખરાં મને દયા ખાતા કહ્યું.

"ત્યારે શું તેવણ મારે માટે—કશુંબી છોડી ગયા નથી?" ધ્રુજતા અવાજે તે સુંદરીએ સવાલ કીધો.

"તે બુઢાજી પોતાની લાખોની મીલકત અને દોલતમાંથી ફકત દોઢ હજાર રૂપરડી તમારા નામપર કરી ગયા છે, જે તમો ઉમરમાં આવો ત્યારે તમને મળશે......બાકીનું સઘળું ......તમારા કઝીન રૂસ્તમ શેઠનાને ફાળે ગયું છે."

હાય દુન્યા!—જે એકપુરી પોતાના ગરીબ બાઇની—નહાનપણમાં માબાપનો મીઠો સાહયો ગુમાવી બેઠેલી છોકરીને તેણીના કાકાએ દત્તક દીકરી કરી જીવતા જીવત—તેણીને સુખ અને લાડમાં ઉછેરી હતી તેજ કાકો મરતી વખતે એટલો ઘાતકી શા માટે થયો હશે!

દોઢ હજાર રૂપરડી—અને તેબી વળી તેણીને બે વર્ષ પછી મળનાર હતી!...એટલે હામને કાજ ત્યારે તે તેણીને રખડાવીનેજ ગયો હતો, કારણ કે જે મહેલ સરીખા મકાનમાં તેઓ વસ્તાં હતાં તે સઘળું...તેણીના કઝીનની હવે મીલકત હતી એટલે તેણી નીરાધાર—એકલી અટુલી આ દોરંગી દુન્યામાં પોતાનું કેમ ફોડી લેશે તેની તેણીને ચિંતા થઇ.

તેણીને પુરતો સધ્યારો આપી તે સોલીસીટર ત્યાંથી ચાલતો થયો...જ્યારે તેણી દુઃખી ખ્યાલોમાં ગમગીન જેરી લાયબ્રેરી રૂમમાં પોતાના ભવિષ્યનો વિચાર કરતી બેસી રહી.

તે સાંજના તેણીને નીચલું કાગજ મળ્યું—

કોટ મુંબઇ તા,.........

મેહેરબાન બાઇજી સાહેબ—

હમારા કુલ મી. રૂસ્તમજી શેઠનાની ફરમાશ મુજબ હું તમો બાઇજીને જણાવવાની રજા લઉં છું કે, હાલ મહાલક્ષ્મીના તમારા મરહુમ કાકાજીના મકાનમાં તમો રહેતાં આવ્યા છો ત્યાંજ તમોએ હવે પછીથી રહેવું એવી તેવણ ઇચ્છા રાખે છે. અને તેવણની મીલકત બાબેની વાતચીત માટે હું તમારી મુલાકાત ચહાતો હોવાથી તમો મને મહેરબાની રાહે જણાવશો કે, મારે કયે વખતે તમારા 'મહાલક્ષ્મી લોડજ'માં હાજર થવું!

લી. તમારો નમ્ર સેવક,
પી. એચ. નીકલસન,
સોલીસીટર.

ઉપલા કાગજના જવાબમાં તેણીએ બપોરના તે સોલીસીટરની મુલાકાત માટે લખ્યું

નાખ્યું...અને કુદરતીજ કંઇક નચીંત જીવે તેણી બીછાને ગઇ.

બીજી સહવારે 'જામે જમશેદ'.ની કાલમ ની કુંકી જાહેર ખબરોમાં ઉલટચંદ ઠોકયું તેણીએ નાખ્યું, અને એક પારસી ફેમીલીમાં ગવરનેસની જગ્યા ખાલી હોવાથી તે માટેનું એક એપ્લીકેશન તેણીએ 'જામે ઓફીસ'માં રવાના કીધું......

બપોરના ત્રણને અમલે જ્યારે તેણી પોતાનું 'ભરવા ગુંથવાનું' લઇને ખાનગી રૂમમાં બેઠી હતી ત્યારે રામાએ એક 'સાબ' ના આવ્યાની ખબર કીધી અને તેવણને લાયબ્રેરી માં બેસાડવાનો હુકમ કરી તેણી 'હાવી થોડી' થઇ તે સોલીસીટરને મળવા તેની સામે આવી ઉભી.

"મી. રૂસ્તમજીની ફરમાશથી હું તમને કંટાળો આપવા આવ્યો છું—બાનુ" તે અંગ્રેજી-પોષાકમાં સજ્જ ચપલા ઉંચા ગભરૂ જવાને ...રે ગુજરાતીમાં તેણીની માફી ચહાતાં સભ્ય શરૂઆત કીધી.

"ઓ—નેવર માઇન્ડ—હું તમારી સાથે એ બાબેનો જે તે નિવેડો લાવવા માટે વાતચીત કરવાને પુરતી ફાજલ છું" તેણીએ સહેજ હસીને જવાબ કર્યો.

અને તેઓ...તે...નીકલસન સોલીસીટરો ની ઓફીસનો વડો પારસી જવાન ભાગ્યો અને મીસ ધન શેઠના—એક બીજાની સામને ગોઠવાયાં.

"માહરા કુલ તમને અહીંજ રહેલા જોવાને રાજી છે. અને તેવણ માસીક લવાજમ તમારે માટે બાંધી આપવા માંગે છે કારણ કે એક હકદારનો હક છીનવી લેવા તેવણ ચહાતા નથી."

તે સોલીસીટરે શરૂઆત કીધી.

"થેંકયુ—હું તેવણની એ મહેરબાની માટે ખરેજ આભારી છું પણ દલગીર છું તેવણની આ બાદશાહી ઓફર કબુલ રાખી શકતી નથી."

"અને તેનું કારણ?" તે સુંદરીને અંજબ લાગણીથી ટીકતાં તેણે સવાલ કીધો.

"કારણ એજ કે જે શખ્શને મેં મારી જીંદગીમાં કદીબી જોયો પીછાણ્યો નહી હોય તેની ઓસપાલી હું થવા માંગતી નથી. મારા મરહુમ કાકાજીની મેહરબાનીથી મેં પુરતી કેળવણી લીધી છે એટલે કંઇ નોકરી કરી હું આબરૂ આબરૂથી ગુજરાન કરી શકું તેમ છે" તેણીએ ચોખ્ખો જવાબ કીધો.

"તમો હજી નાદાન છો"—એક ઘરેડ બુઢો એક નહાના બચ્ચાંને શીખામણ દેતો હોય તેમ તે જવાન ધીમા પટામણા અવાજે બોલ્યો. "એ નોકરી ચાકરીની હાડમારીઓ હમો માટીડાઓજ ઉઠાવી શકયે છીએ...તમારા જેવા નાજુક પૈરીઓ માટે"—તેણે સમજાવવા માંડયું.

"પ્લીઝ—એ સઘળું ખરૂં છે છતાં તમો તમારો નાહક કિમતી વખત રોકી મને ગમે તે કહેશો છતાં હું તમારી ઓફર કબુલ રાખવાની નથી...હવે ભલા, આપણે આપણી અસલ વાતપર આવવું જોઇએ." તેણીએ કંઇક કંટાળીને નારાજીથી ઠાકું ફુણારી મક્કમ જવાબ કીધો.

"જે ઓફર હું તમને મારા કુલ તરફથી કરી ચુકયો છું તે સીવાય મારે તમને બીજી વધું અગત્યની બાબદ કહેવી નથી" સોલીસીટરે તેણીની મુલાકાતે આવવાની પોતાની મતલબ ખુલાસાથી જાહેર કીધી.

"ત્યારે તો હું દલગીર છું કે નાહક તમારો ફેરો ફોકટ ગયો."

"મીસ શેઠના—હું તે સાફ ચંચેલો જોવા ચોહાવું છું કારણ કે તમારા જેવાં કશા બી સાધન વગરના એક બેડીએ આ ઓફર ને ઠોકરે

નહી મારતાં તમારાં ભવિષ્યનો વિચાર કરવો જોઇએ."

"મને માફ કરો—મેં મારો જવાબ તમોને આપ્યો છે," ફરીથી તેણીએ મક્કમ જવાબ કર્યો.

"વેલ—ત્યારે તમો શું કરવા માંગોછ !"

"હું એક ઠેકાણે એપ્લીકેશન કરી ચુકીછું —અને મારો સામન બી પૅક કરીને તૈયારજ રાખેલો છે"

"ત્યારે જુવો—હું કહું તેમ કરો—અને પણ તમો ખુશીજ કરીને મોકલો—મારે ત્યાં કામમાં એક લેડી ટાઇપીસ્ટની જગ્યા ખાલી છે. તે હું તમને આપીશ"—

"થેંક્સ !—પણ તેમાં હું તદન માથે પડું તેવી છું." નાસીપાસી ઉપજાવનારો જવાબ થયો.

"તેનું કાંઇ નહી—હમારે ત્યાં કામ ઘણુંજ થોડું રહે છે—ઝડપની કશી જરૂરજ નથી... હમારી ફર્મ એક લેડીના નાજુક નીટ હાથોથી પોતાના કાગળો છપાયલા જોવાને વધુ રાજી હોય છે, તેમજ હું તમને એ ચાન્સ આપવા માંગું છું...તમોએ સારી કેળવણી લીધી છે, એટલે તમો મને માથે પડશો નહી તેની મને ખાત્રી છે. હું તમને શરૂઆતમાં મહીને દિવસે ૬૦ રૂપ્યા આપીશ...અને રવિવાર સિવાય તમારે રોજ સાડા નવથી ૭ સુધી કામ કરવું જોઇશે." તેણે તેણીને નમ્ર અવાજમાં લલચાવનારી ઑફર કીધી.

ખચીત—આ તેણી માટે ઘણુંજ હતું, એટલે તેણીનું ખાટું મીઠું મન હતું...તેણીને મુંગી બોલી જોઇ—તેણીનો જવાબ 'હા' માં સમજી તેણે પોતાની ઓફીસમાં બીજે દિને સાડા દસ વાગે પોતાને મળવા કહ્યું.

"આપશ્રીં આ સાટાં માટે તમારા કઝીનને અજાણ્યો રાખવો જોઇશે...નહીતો નાહક તે મારા પર ખફા થશે."

"મને તેમાં કશો વાંધો નથી" તેણીએ ધીમો જવાબ કર્યો.

"વેલ-ત્યારે તમારે માટે હમારી ઑફીસ નજદીક હું એક નાનો રૂમ રાખી મુકીશ."

"ઘણુંજ સારૂં" તેણીએ તેને રજા આપી.

"ત્યારે તમો સઘળી વાતે કબુલ છોની !" તેણે અંકે કરાવ્યું.

"બીલકુલ" ખાત્રી સહીત જવાબ મળ્યો.

"ત્યારે તો તમને હું દરેક ફતેહ ઇચ્છુંછ —સાહેબજી "—અને શેકહેન્ડમાં તેણે હાથ લંબાવ્યો...

"સાહેબજી" ધીમા અવાજે—તેણીએ તે માયાળુ હાથમાં પોતાનો હાથ મેલવતાં—કહ્યું. અને તે ત્યાંથી વીદાય થયો !

દીવસો પસાર થયા.

મીસ શેઠના—નીકલસન સોલીસીટરોની ઓફીસમાં એક રફ કાગજની કોપી કરતી બેઠી હતી...ત્યારે તેણીના મરોડદાર ઝડપી હાથોથી લખાતા દરેક અક્ષરને વખાણની નજરથી જોતો તે સોલીસીટર તેણીની નજદીકમાં બેઠો હતો.

"ઉંહ !—ખાણાનો વખત થયો છે. ચાલો આપણે આપણા પેટનું ટાઢું કર્યે" તેણે પોતાના વેસ્ટ કોટના ગજવામાંથી પોતાનું નાનકડું ઘડીયાલ કાઢી તપાસતાં કહ્યું.

તેણીએ પોતાના કામમાં ખલલ થયેલી જોઇ તેની સામે અજાયબીથી જોયું—

"એક શેઠ સાથે તેનો નોકર પોતાનું ખાણું કેમ લઇ શકે, ભલા ?" તેણી હસી.

"તમોને હું મારી બ્હેન સમજું છું... બસ ! ત્યારે ચાલશો પ્લીઝ !"

"તમારી મહેરબાની" અને એટલું કહી તેણીએ બીજા રૂમમાં તેની સાથે ખાણાની ટેબલ પર જગ્યા લીધી.........

તે બીલકુલ પરવારતો હોય તેમ તેણીને લાગ્યું, કારણકે તે આખો દિવસ તેણી સાથે નકામું ટાહેલું કર્યા જતો હતો.

"કેમ તમોને અહીં સોહલવાયછ કે?" એક દિવસે તેણે એકાએક ગંભીર થઈ સવાલ કીધો.

"હું હયાં ઘણીજ મઝામાં છું" તેણીએ ખરા જોશથી નીર્દોષ જવાબ કીધો. "પણ તમો મને ઘણુંજ થોડું કામ આપી શરમાવો છો."

"વેલ, ત્યારે માહરૂં એક ખાનગી કાગલ લખવું છે તે લખશો!"

"ખુશી સાથે"

"લખો ત્યારે"— તેણે શરૂ કીધું.

"વ્હાલી—તું'ને માહરે જણાવવું જોઈએ કે હું તાહરી સાથે પગથી માથાં સુધી પ્યારમાં છું———"

મીસ શીરના ની કલમ કાગજ પર ચાલતી અટકી ગઈ.

"લખો-નેવર માઇન્ડ-તમોને હું મારી બ્હેન સમજું છું એટલે એ નાજુક બાબદ તમો જાણો તેની મને કશી અડચણ નથી." તે તેણીનો શેઠ હતો એટલે તેની મરજીને તાબે થવા સિવાય છુટક હતો નહી.

"મેં તને જ્યારથી જોઈછ ત્યારથી આ દુન્યાની કોઈપણી છોકરી કરતાં તને અને તનેજ હું ચહાતો હોવું એવો મારો ખ્યાલ છે...... આહ!—પહેલે દિવસની આપણી મુલાકાત મને યાદ છે...તાહરી આંખો—ઓ! તે અપીલ કરતી આંખો એ મારા દયાળુ જીગરને ઉશકેરી મેલ્યું છે. તારો મીઠો ચહેરો માહરા જીગરમાં કોતરાયલો છે...અને જ્યારે હવે આપણે પાછા મલ્યા છીએ ત્યારેજ હું માર' જીગર સહેજ શાંત કરી શક્યો છું...હું તારા વગર જીવી શકવાનો નથી માટે ———"

"ઓ—જસ—હું વધુ લખી શકતી નથી— તે કોઈ છોકરીની લાગણી તમો ઠચડી નાંખવે માગો છો." મીસ શીરનાએ પોતાના કલમ બાજુએ મુકી તે પ્યાર ઘેલા શખ્શને અજાયબીથી ટીકતાં કહ્યું.

"વેલ-તમોને તેણી માટે હું જણાવું તો શું તેણી મારી પર ગુસ્સે થશે—" તેણે પુછ્યું "હું નહી ધારતો—હા-નહી તો હું—" પણ તે અટકી ગયો.

"હું તમને બરાબર સમજી શકતી નથી" તેણીએ તેને ખુલાસાથી સમજવા ચહાયો.

"ત્યારે સમજ—જે છોકરી પર હું કાગજ લખાવું છું તે તું પોતે છે."

તેણી સહેજ ચોંકીને પોતાની ખુરસીમાં ખડી બેઠી.

બે પળ સુધી તેઓએ એક બીજા તરફ ટગર ટગર જોયું.

"હું પહેલા મારો પ્યાર જાહેર કરવાને શરમાતો હતો એટલે મને આવી તરકીબથી કામ લેવું પડયુંછ-વ્હાલી...મને છાન પુતળીનો નાચ આવડતો નથી. મારી પાસે ફક્ત ચાર શબ્દ છે-'હું તને ચહાવું છું' અને તેનો જવાબ હું માગું છું—બોલ-મને કહે" તેણે તેણીનો હાથ પોતાના હાથમાં મજબુત પકડતાં મન હરતી આંખો સહીત તેની પર પુરતી અસર કરતા કહ્યું પણ તેણી ચુપ હતી-તેણીનું માથુ નીચે ઝુકી પડેલું હતું.

"ધન—મારી તરફ જો. હું એક માખ માર સોલીસીટર છું તે પણ તને યાદ રાખવાનું છે—તેથીજ હું આટલા દિવસ સુધી મારી લાગણી જાહેર કરતાં અચકાતો હતો-પણ— માર' અ'તકરણ બાજે મારા કાબુમાં રહ્યું નહી-હવે કહે-અરે-મને સુખ કરનારો જવાબ તું શું નહી કહે?"

અચ્મીન તેનામાં એબ જેવું કશું હતું નહી. નાચાર એકલી અટુલી રહેવા કરતાં તેને પોતાનો ધણી બનાવી તે સુખા જવાનના પવિત્ર સાથમાં રહેવા તેણી ઔર બી રાજી હતી, બલ્કે ખરૂં કહીયે તો આપણા બાઇ સાહેબને પણ તે જવાન

લીસીટર અજબ ગમી ગયો હતો. કુદરતી લાગ- ણી તેઓ એક બીજા તરફ પહેલેજ દિવસથી ખેંચાયાં હતાં. તેણીએ હવે ધીમેથી પોતાનું માથું ઉંચકી તેની સામુ જોયું.

"હા—કહે—મને માફ કરજે. હું જો તારી તરફ બે અદબ થતો હોઉં તો......... પણ—ખુદા ખાતર 'હા' કહેજે" તે કરગર્યો. જવાબમાં તેણી મીઠાસથી હસી. અને, ત્યાર પછી તેઓએ છાના પુતળાંનો નાટક કેરો ભજ- વ્યો તેમાં આપણને માથુ મારવાનો કશો હક નથી.

"અરે—હા..." અચાનક કંઇક યાદ આવ્યું હોય તેમ તેણે ગંભીર થઇ જતા કહ્યું "આપ ણે તારા કઝીનનો પણ ખ્યાલ કરવો જોઇએ. તે જરૂરજ મારી પર ખફા થશે અને આપણી વચ્ચે જરૂરજ નડવાનો—ઓ—પણ કુચ્છ મુઝા- કો નહી...વેલ...તું મને પ્રોમીસ આપ કે જો મારી પાછળ તે તુંને એવું કશુંમી કહે કે જેથી મને તજી દેવા તું ચડાય—તો તે પર તું બીલકુલ આંખ વિચામણા કરશે ની?"

"ત્યારે આપણું સારૂં કરીને દૂર લેવું નથીને!" તેણે પાછી ખાત્રી કીધી.

"જા બાં—એમ શું ચોરાં કાઢોછ" તેણીએ લાડ કરતાં કહ્યું.

થેન્ક્સ! એક સોલીસીટર બની આટલો વખત તને ઠગવાને માટે ત્યારે તો તારા કઝીન, રૂસ્તમને જરૂરજ માફ કરશે!" તેણે તેઓ વચ્ચેનો પડદો દુર કરતાં પોતાને ઓ ળખાવતાં કહ્યું, અને જવાબની કાંઇ જરૂરત છે ભલા!......

પ્રોફેસર, દરેક જાતિની ભાષાથી તમે મા- હીતગાર છોને?'

'હાજી...પણ ફક્ત મારી બૈરી ને તેની માયની ભાષાથી અજ્ઞાન છું!'

ગરીબ બીચારો!

✻ ✻ ✻

બે પ્રફેસરો જવાનીમાં દોસ્તો હતા. તેઓ ઘણી લાંબી મુદતે એકમેકને મળ્યા.

'તારાં છોકરાંઓ બધા સારાજ નીકળ્યા ને, સોરાબ' એકે બીજાને પુછ્યું.

'હા, બહુ સારા'

'વડો શું કરે છ?'

'ફીલસુફીની શોધ કરે છ.'

'વચલો?'

'ચોપાનીઆનો માલેક ને અધીપતી છે.'

'નાનો?'

'બેરીસ્ટર છે.'

'તારા છોકરાઓ વધે લાગ્યાછ તે તું શું કરેછ, સોરાબ?'

'હું......કાંઇ નહી. દલાલી કરૂંછ ને મારા ત્રણે દીકરાઓનું પોષણ કરૂં છ.'

✻ ✻ ✻

'મરે આય હીરો ખરેજ હોસે કે?' નવાં અદરાયલા આઇ પોતાની સહીં આગળ ચીમાં થયાં.

'તારે ફીકર કરવી નહી. હીરો ખરો છે. રૂસ્તમે પહેલાં મને એ વીંટી આપી હતી ત્યારે મેં તે અજમાવી હતી!'

✻ ✻ ✻

'પણ તારા આટલા પગારમાં તું કેમ પરણી શકે?'

'અરે સાર, તું શી મંડુ છે જો! પરણ્યો એટલે પગારમાં વધારો માગવાનું બહાનું

# જર્મન જાસુસ.

## ( જર્મનીની ભેદી હીલચાલનો એક સફે. )

### વાર્તા ત્રીજી

# ઈંગ્લાંડ પરના હલ્લાનું મુખ્ય ધામ.

[ ગુલશન માટે ખાસ ]

લખનાર:—હીન્શાહ ફ. ભાગળયા.

'વાહવાહ !......અજબ...ગજબ હુવા !' મેટફીલ્ડ પાર્કના સ્મોકીંગરૂમમાં હું અને જૉન બેઠા બેઠા સીગાર ફુંકતા, ટાહેલાં કરતા બેઠા હતા તેવામાં હું બહારનાં બારણાં આગળ જઈ આવી પટપટયો.

'કેમ, કોઇ બારણાંના આગળ ઉભું રહી સાંભળતું હતું કે !' સાવધ જૉને તુરત સવાલ કર્યો.

'હા, મીસીસ હીલની પેલી જર્મન આયા. કાલે મારીએ આપણને બતાવી હતી ને ?'

'હં ! એ સાંભળતી હતી...બધાં સુઇ જવા છતાં એ બહાર હતી !...જૅક, અચ્છા, કાંઇ કાળું છે ખરું !'

અને વાત બી ખરી. રાતના એક વાગ્યાનો સુમાર થયો હતો પણ હમો જેઓ જર્મન જાસુસોની પુઠે આદુ ખાઇને મંડેલા હતા તેઓ જરા પણ જંપીને બેઠા ન હતા. હમારી કોશીશો આસુજ હતી. મકાનમાંના સર્વ કોઇ સુવા ગયાં પછી હમો સ્મોકીંગ રૂમમાં બેસી જર્મન જાસુસોની મહોકાણ બાબે ટાહેલાં ચલાવતા હતા અને વિચાર કરતા હતા. હમોને ખબર ન હતી કોઇ હમારી વાત સાંભળતું હતું. બારણું મેં પોતે બંધ કર્યું હતું છતાં સહજ અળગું જોતાં મને કાંઇક વ્હેમ પડયો અને તુરત ત્યાં જઇ જોતાં મેં એક સ્ત્રીને ઝડપથી અંધકારમાં ગુમ થતાં જોઇ.

મેટ ફીલ્ડ પાર્ક હમારા મીત્ર સર જોસલીનનું મકાન હતું. સર જોસલીન અજબ રંગીલો હતો. હમારો તો કોલેજ ફ્રેંડ એટલે હમેશા પડવાને પાંચવર્ષ ત્યાં રહેતા હતા. જોસલીનના રમકડાં જેવું બૈરું ઉંચકી લાવ્યો હતો એટલે વરસમાં બે ત્રણ વાર તેને ત્યાં મહીનો મહીનો

હરોળાઓ ઉતરી પડતાં ને ધમચકરી ચાલી રહેતી હતી. આ વખતે પણુ એક મોટી પાર્ટી લેડી જોસલીનના ધ્જનને માન આપી નોરફોક માં આવેલી તેમની મોટી જાગીર પર મોજ્યાં મારવા ઉતરી પડી હતી. અલબત હમો બંન્ને પણુ સામેલ હતાં અને જોસલીને એડમીરલ ગીન્સ ને તેની બેટી મારી તે ભવિષ્યનાં મીસીસ જૉનને પણુ બોલાવ્યાં હતાં એટલે જૉન સહાબ નો જીવ તો સખ્ખે જતો હતો.

આ પચરંગી જમેલામાં બેએક દરીયાઇ અમલદારો, બે મનનારોના વડા, ત્રણેક મોટા લશ્કરી અમલદારો તથા ઘણુંક મોટે ખાંચરેનાં ભાયડાં હતાં. બધો ટીપ-ટોપ જમેલો હતો. બાર વાગતા સુધી સુધરેલી સોસાયટીની હદ ઓળંગી ગયલી બાનુઓ હમો સાથે સીગાર ફુંકતી અને “બાઇ બોઇ” “બ્યુ ઉટ્યોઇ”નાં ટાહેલાં કરતી બેઠી હતી પણુ ધીરે ધીરે હમો બે સિવાય બધાં હડી નિદ્રાવશ થઇ ગયાં હતાં. હમોને ત્યાં આવ્યાને ચાર દિવસ થઇ ગયા હતા. શીકાર અને બીજી મોજ શોખમાં મારો વખત સહાઇથી પસાર થતો હતો પણુ જૉનતો પોતાનો ઘણો ખરો વખત મારીની પુઠે ઘસડાવામાં ને તેણી સાથે ટાહેલાં કરવામાં ગાળતો હતો.

‘આ બાઇ આપણુા પર કેમ જાસુસી ચલાવતી હશે ?’ જૉન વિચાર કરતો પટપટયો. ‘કમબખ્ત જર્મન છે. પણુ છે તો ફાંકડું જો !’

‘એમછે ખરૂં’ સેવકે ટેકો આપ્યો. ‘પણુ એ મીરીસ ઠીક છે કોણુ ! કોઇ છે તો ઠીક ઠીક, પણુ જબરી ધુસન્યણુ જણુાઇ છે. જરા જરામાં હીરા મોતી બહાર આવે છે. જુગારનો શોખ કાંઇક વધુ લાગે છે.’

‘લેડી જોસલીનનાં મમાંનો એ સહી થાય છે. તે કાઉંટેસ ચેનેટની મસીયાઇ બ્હેન પણુ જણુાય છે,

‘ત્યારે તો કોઇ જાણુીતી છે ને ?’

‘હા; છતાં સહવારે મારીને કહી એ આપાને ક્યાંથી ઉપાડી લાવી તે જાણુીશું. આ બાઇ આપણુી પુઠે શા માટે લાગી છે તે જાણુવાની વિશેષ જરૂર છે.’

‘મને પોતાને એ બાઇ પર વ્હેમ આવેછ’ મેં જણુાંવ્યું. ‘કારણ કે એ મને બહુજ અજાયબી થી ટગર ટગર ટીકતી હતી.’

‘કેમ મનલા, કાંઇ ઘણુા લહેરમાં આવ્યાછ. એ જર્મન છે કરીને તારૂં ભેજું ચગી જાયછે કે !’ જૉન હસ્યો.

‘નહિ તેમ નથી. મારીએ કરેલી શોધતી જે વિગત તેં મને જણુાવી છે તેથી મને કુદરતી ધ્રસ્કો પડે છે’ મેં ગંભીર થતાં જણુાંવ્યું.

“હા, એ જર્મનીથી અપે આઠવાડયેજ પાછી ફરી. ત્યાં એ પોતાની ગવરનેસને મળવા ગઇ હતી, જે હાલમાં જર્મન નોકાખાતાના બાધ કામ ખાતાંના એક અમલદાર સાથે પરણેલી છે. તેણી તરફથી કુનેહ ભરી રીતે મારી ઘણુંક જાણુી આવી હતી જે બધું બ્રિટિશ નૌકા ખાતાં આગળ રજુ થતાં પોતાને ખાં ગણુતા તે વડાઓ અજાયબીમાં ફાટી ગયા છે.’

‘જર્મની કુન્યાથી છુપાવી પોતાનો કાફલો યાહોમ વધારતું જાય છે એ જો બ્રિટિશ પ્રજા બરાબર જાણે તો કંઇક તોફાનો જાગે.’

‘તારી ભુલ છે યાર’ જૉન હસ્યો. ‘તું જો તકલીફ લઇ પ્રજાને ચેતાવે તો તને જુઠો ગણુી હાંકુત કર્યામાં આવે. બાપા, તું અંગ્રેજને બરાબર નથી ઓળખતો. તેતો હાલ કુંભકરણુની ઉંઘમાં પડી બાપદાદાની કીર્તિ પર જીવવા માગે છે, તે તને હસી કાઢશે. તેમ છતાં મારી ને મેં બહુજ મેહનત કરી સઘળી હકીકત સીલ સીલા બન્ધ ઉતારી ગઇ કાલે મેં તે રજીસ્ટર્ડ કરી મોકલી આપી છે. અલબત, મારી દરિયાઇ ખાતાંના અમલદારની દીકરી હોવાથી કોઇથી ના પડાઇ શકવાની નથી. આ હકીકતમાં જર્મની કેવી કેવી જાતનાં વહાણો છુપી રીતે ક્યાં ક્યાં બાંધે છે તેની તમામ હકીકત રજુ કરેલી છે.’

'આપણી સરકારને તે વાંચતાંજ જીવ નીકળી જશે.'

ના, હમેશની માફક તેઓ તેને હસી કાઢશે. આપણે હાથે કરીને જર્મનીને ઉત્તેજન આપ્યું છે. પછી વાંક કોનો કાઢવો...ચાલ સાહેબ છું; દીકરા—ઉંઘ આવે છે. કાલે જરા પેલી આયા પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે હોં'

તે રાતના પેલી જર્મન આયાનાજ સ્વપ્નાં મેને આવ્યાં કીધાં. મારી ભારે કોશીશ છતાં હું તેણીને ભુલી શકયો નહિ. બનવા જોગ છે કે જર્મન એલચીની મહેલાતમાં હું મને પોતાને ભુલી ગયો હોઉં.

બીજે દીવસે હમો બધાં પાસેના જંગલમાં શીકાર કરવા જવાના હતા. જોન આગલે દીવસે ઘરમાં રહ્યો હતો એટલે આજે મેં બહાનું કાઢી ઘરમાં રહેવાનું નક્કી કર્યું. સવારનો હું બાગમાં મારી સાથે ફર્યા કીધો. તેણીની દીલપઝીર વાતો એ મારો વખત સોહવાયો ગયો.

જર્મન કારકુનની વાત નીકળતાં તેણીએ હસીને કહ્યું,

જોને તો તે સાંભળીને જ અજબ કુદકરા મારવા લાગ્યો. મને બહુજ સાવચેતીથી કામ લેવું પડયું હતું. અંજાણી અમ્મા થઇ મેં વિગતો મેળવી છે. દરિયાઇ પ્રધાનોને હું મારી વિગત મોકલી ચુકી છું.'

ફરતાં ફરતાં ગઇ રાત્રે બનેલા બનાવ વિષે મેં તેણીનું ધ્યાન ખેંચ્યું.

'હા, જોને મને નાસ્તા આગમજ જણાવ્યું હતું અને મેં તપાસ કરી હતી. મીસીસ હીલના જણાવ્યા મુજબ ડ્રેસડન ખાતેની તેણીની એક મિત્રે આયાની ભલામણ કરી હતી. આયા ઘણીજ હુશ્યાર છે ને ઇંગ્લાંડમાં તેણીના ઘણો મિત્રો છે. આમજ તેણી એક ફ્રેંચ ઉમરાવને ત્યાં નોકર હતી.'

'મીસીસ હીલ લશ્કરી મંડળમાં વધુ ફરે છે ના?' મેં સમજાવ્યું. 'ધારવા મુજબ એ કોઇ અમલદારની વિધવા હોવાથી લશ્કરી મથકોમાં તેણી જાણીતી છે'

'મને પણ તેવીજ ખબર મળી છે.'

'જો મીસીસ હીલ લશ્કરી અમલદારોને ત્યાં જતી હોય તો આ આયા કાં નહિ લશ્કરી બાતમીઓ મેળવવા કોશીશ કરતી હોય. મારે એના પર કાંઇક દેખરેખ રાખવી પડશે ખરી.'

'ઓલરાઇટ, હું પણ તમોને મદદ કરીશ' તેણીએ હસીને જણાવ્યું.

એક કલાક પછી હું બંધી બાનુઓ સાથે ગાડીમાં બેસી શીકાર ગાહની જગ્યાએ ગયો. ત્યાં હમોએ આખો દીવસ ઘણી ગમ્મત કીધી. હમારા યજમાનનો બટલર વીલીઅમ્સને હું સારી રીતે ઓળખતો હોવાથી તક મળતાં મેં તેને પુછ્યું,

'તારે ત્યાં નોકરોમાં એક જર્મન પણ છે ને?'

'હાજી...એક બાઇ છે પણ વિચિત્ર પંખી છે. રાતના પોતાની બાઇને ડ્રેસ કર્યા પછી એ બહાર ફરવા જાય છે તે બહુ મોડેથી આવે છે. એ અંધારામાં શું કાંઇ મારેછ તે જણાતું નથી. હું તો ખખડાવી નાખું પણ પરોણાની નોકર એટલે બોલાતું નથી.'

વધુ વાત ન કરતાં મેં ચુપચુપ મનમાં નક્કી કરી રાખ્યું.

સાંજના હમારી ટોળી ગમત કરતી પાછી ફરી. રાત્રે જમવા જવા પહેલાં ડ્રેસ કરવા મારા ઓરડામાં ગયો ત્યારે મારી ખાતરી થઇ કે મારી પેટીમાંના ચોકસ કાગળો કોઇ તપાસી ગયું હતું.

ટેબલ પર જમવા જવાને બદલે હું રબર સોલનાં બુટ પહેરી ઓવરકોટ લઇ પાછલે રસ્તે સટકી ગયો અને ચુપચુપ દરવાજા આગળ જઇ ને સંતાયો.

 

નોકરોવાળા ભાગમાંથી કોઈ બહાર આવેછ કે નહિ તે હું ખુલ્લી રીતે જોઈ શકતો હતો. બરાબર નવને ટકોરે મેં એક બાઇને એક મોટા ઓવરકોટમાં લપેટાઇને બહાર નીકળતાં જોઇ.

તેણી મારી આગળથી પસાર થઇ. દરવાજા પરની બત્તીના ઉજાસમાં મેં તેણીને ઓળખી. તે કોઇજ નહિ પણ પેલી જર્મન આયા હતી.

દરવાજામાંથી બહાર જવાને બદલે તેણી બાજુમાંના રસ્તા આગળથી આડી ગઇ; અને આઇલેક દુર ઝડપુ કદમે ગઇ. અંધારાંમાં છુપાતો ભરાતો હું પણ તેણીની પુઠેજ હતો. બાજુમાંના એક નાના દરવાજામાંથી બહાર નીકળી તેણી મોરી રસ્તા પર આવી. હું આ રસ્તાથી બરાબર માહીતગાર હોવાથી મને ઝાઝી મહેનત પડી નહિ. દરવાજા આગળ આવી જોતાં મેં તેણીને રસ્તા પર ટહેલ કરતી જોઇ. કોઇની તેણી રાહ જોતી હોય તેમ લાગ્યું.

દશેક મિનિટ પછી મેં એક મોટરનો અવાજ સાંભળ્યો. તેની તેજસ્વી બત્તીઓ મોટો ઉજાસ નાંખતી આગળ આવી. જેવી તે તેણી આગળ આવી કે ત્યાં થોભી. શેકહેન્ડ કરી તે આયા મોટરમાં બેઠી. તે મોટર મોટી લીમોઉસીન જાતની હતી.

કોઇની સાથે રાત્રે આ જર્મન આ જતી હતી તેને જોવા મેં તજવીજ કરી પણ તેજ પળે મોટર ફરી અને જ્યાંથી આવી હતી ત્યાં જવા પુર ઝડપે ઉપડી ગઇ. ગાડી ફરતી હતી તે વેળા મેં તેનું નંબર જોવાની તજવીજ કરી પણ તે તો ધુળને કાદવથી ઢંકાઇ ગયલું હોવાથી કશું એ જણાયું નહિ.

નિરાશ થઇ મૂંગે પેટે હું પાછો ફર્યો પણ રોંધણીમાં જઇ પેટની પુંજા કર્યાં પછી બીજ રમાતો હતો ત્યાં જઇ બેઠો.

તે રાત્રે તે આયા અગ્યારમાં પોણ ઓળીએ આવી અને મીસીસ હીલ સાડા અગ્યારે સુવા ગઇ. મોડેથી હું અને જૉન સીગાર ફુંકતા બેઠા અને ત્યાં મેં તેને જોયલી વિગત જણાવી.

બીજી રાત્રે પૂઠે જવાને બદલે સાડા દસેકને સુમારે હું તે જગ્યાએ જઇને ઉભો. બરાબર દસ મિનિટ પછી તે મોટાર ત્યાં આવી અને તેમાંથી તે આયા ઉતરી. તે મોટરનાં આગળનાં અને પાછળનાં નંબરો કાદવથી ખાસ ઢંકાઇ ગયલાં હતાં. જાણી જોઇને તેમ કરવામાં આવેલું જણાયું. બંન્ને શેકહેન્ડ કરી, કીસ સાથે છુટાં પડયાં. આહ! શું ત્યારે તે કોઇ તેણીનો આશક હતો! તેઓ દુર જતાં હોય તેમ પણ લાગતું ન હતું.

બીજે દીવસે મેં તેણીનો બારીક અભ્યાસ કરવા માંડયો. તેણીની આંખો અજબ જેવી હતી. તેણીના હોઠો પતલા અને ફીકા હતા અને દેખાવમાં તેણી સારી હતી. મીસીસ હીલ પોતાની આયાની રાત્રીની મુસાફરીથી બે ખબર લાગતી હતી.

તેણી પર હમો જાસુસી રાખતા તેની તેણીને ખબર હતી કે નહિ તે મને ખબર નથી પણ બીજે દીવસે જૉને જાસુસી ચલાવી તે દહાડે તેણી રાત્રે ગઇ નહિ. બીજી રાત્રે ગઇ અને જૉન તેણીની પૂઠે ગયો પણ મારા કરતાં અધિક જોઇ શકયો નહિ.

આ બધી વિગતોથી મારીને વાકેફ કરવામાં આવી. તેણીની આયા મારફતે તે જર્મન ઓ કયા ઓરડામાં સુની હતી તે હું જાણવા પામ્યો અને બીજે દીવસે તેણી પોતાની શેઠાણીની નોકરીમાં હતી ત્યારે જોખમ ખેડી તેણીના ઓરડામાં ગયો. તેણીનો સામાન હું જોઇ વળ્યો. એક નાની ટ્રંકમાં એક ઠાગો નાનો દાબડો હતો અને તેને તાળું હતું. તેમાં શું હતું તે હું જાણી શકયો નહિ.

કમનસીબે તે મોટરનું નંબર પણ હમોને મળ્યું નહિ. નંબર મળ્યું હોત તો રાત્રીની મુલાકાત વાળો માણસ કોણ હતો તે જાણતાં અડચણ પડત નહિ.

જે દીવસે મેં તે આપાના ઓરડાની ઝડતી લીધી તેજ દિવસે સાંજના મીસીસ હીલ, લંડન ગઇ અને તેણીની સાથે તે બેદી આયા પણ ગઇ.

બે ત્રણ દિવસ વિચાર કર્યા પછી મેં તે વાત મારા ખ્યાલમાંથી દુર કરવા માંડી. મારી અને તેણીની માસી પોતાનાં એક બીજા સગાંને ત્યાં વુરસ્ટરશાયરમાં ગયાં. મને પોતાને પણ લંડનમાં કામ હતુ. હું સામાન પેક કરતો હતો તેટલાં જૉન આવ્યો.

'જેક, હું હવડાં લંડન નથી જવાનો, મારે તો ક્રોમર જવું છે.'

'ક્રોમર!' હું અજબ થયો. 'હવડાં તે દરિયા કાંઠે જવાનું હોય!'

પણ જૉનને કોણ સમજાવે? તે મુસાફરી માને ત્યારે કેની? બીજે દીને હતે ક્રોમરનાં એક ભવ્ય હોટેલમાં દાવા થોકા થઇને ગોઠવાયા અને સાંજના બંદર પર લટાર મારવા ગયા. તે જગ્યાએ હમો સિવાય બીજું કોઇ હતું નહિ. થોડે દુર બંદરનો ઢકકો હતો.

'અહીંથી કાંઇ પણ નવું જાણવાનું મળી આવશે' જૉન હસીને બોલ્યો. તેનાં બોલવાની ઢબ પરથી મારી ખાતરી થઇ કે તે તરફ જર્મન જાસુસો હોવા જોઇએ. 'જરા વિચાર કર, મારા દોસ્ત, કે આ કિનારો કેવો સફાઇદાર ને લશકર ઉતારવા માટે અનુસરતો નથી. આજે જર્મની ઇગ્લાંડ પરના હુમલાની જે રાહ જુએ છે તે દિવસ આવતાં તે પહેલ વહેલું આ જગ્યાપર ઉતારશે. આજ વર્ષો થયાં આપણાં જાસુસ ખાતાં મારફતે સરકારને જર્મન હુમલાની વિગતોની ખબર મળેલી છે. તે હુમલાના દરેક પ્રકરણોમાં પહેલો હુમલો નોરફોક, સફોક ને એસેકસ ખાતે લશકર ઉતારવાની વિગતોનો છે. આ જાણ થવાથીજ પ્રજાને જાગ્રત કરવા લોર્ડ રોબર્ટસે "દેશના બચાવની કમિટિ" માંથી રાજીનામું આપી ઉશ્કેરણી ભર્યાં ભાષણો કર્યાં હતાં.

'તેમાં નો શું મળ્યો!' હું હસ્યો. 'ઉલટું તે તો તેમનો વાહિયાત બખાળો તરીકે ગણવામાં આવ્યો.'

'હા' જૉન કડવાસથી બોલ્યો. 'આપણે આંધળી ઘુંઘમાં મસ્ત થઇ ગયલા હોવાથી ખરું ખોટું પીછાની શકતા નથી. આપણાં દરિયાઇ લશકર પર આપણે મુસ્તાક રહી જર્મન લુચ્ચાઇ ને જર્મન ચીલ ઝડપ જે દુન્યામાં સર્વથી શ્રેષ્ટ છે તે ગણત્રીમાં લેતા નથી. જે દિવસે આ હુમલો થશે તે દીવસે કોઇ પણ જાતની તકરાર કે ઝગડો થશે નહિ. આપણે શાંત નિંદ્રામાં આપણાં બીછાનામાં પોઢેલા હોઇશું તે વેળાએ જર્મન કાફલો ગુપચુપ ઘસી આવશે અને લડાઇ થશે એવું ધારીશું તે પહેલાં જર્મન લશ્કર ઇંગ્લીશ ભુમિ પર પગ ઉતરી જશે.

'તેમ હશે તો હું ધારૂં છ તેમ જર્મન જાસુસો દરેક ખબર મેળવવા આ તરફ ઉભરાઇ જતા હશે' મેં જણાવ્યું.

'તેથીજ હું હયાં આવ્યો છું' જવાબ મલ્યો. 'જર્મનીએ આ પૂર્વ ભાગને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાંખ્યો છે અને દરેક વિભાગમાં એક યા વધુ જાસુસો રહી ખોરાક, જાનવર, વગેરે વગેરે દરેક ઉપયોગી બાબતોની માહીતી મેળવે છે. તારના દોરડાં કયાંથી કાપવાં, ટેલીફોનનું દોરડું કયાંથી તોડવું, તોપો કયાં ગોઠવવી તથા લંડન તરફ કઇ બાજુથી ઘસી જવું તેની દરેક માહીતી મેળવાય છે.'

તે સાંજ હમે જેમ તેમ પસાર કરી અને બીજે દીવસે મોટર ભાડે લઇ આસપાસના ગામો શેરીંગહામ અને વેબોર્નની મુલાકાત લીધી. કેમ નસીબે આ જગ્યાએ બચાવના કશાએ સાધન ન હતાં છતાં જર્મનીએ પહેલ વહેલું પોતાનું લશ્કર આ ગામડાંઓમાંજ ઉતારવાનું નકકી કર્યુ હતું.

શેરીંગહામ આગળના કિનારા પર ફરતાં મારા મિત્રે અને દરેક વિગત જણાવી.

હમે ઝડપથી મોટાર તરફ ગયા અને ટુંકે રસ્તે થઇને તે નાનકડા શહેરમાં દાખલ થયા. મોટારને ગારેજમાં મુકી હમે બારમાં ગયા અને ત્યાંથી નીકળી પોસ્ટ ઓફીસ તરફ ગયા. ત્યાં આગળ જતાં એક મકાન આગળ થોભી જોને બોલ્યો,

'જેક, અહીંજ થોભ. હલકા થોડીવારમાં એક શખ્સ ભુરો ઓવરકોટને ગોલ્ફ કેપ પહેરી કાગળ પોસ્ટ કરવા આવશે. તેને કાળી ભમર દાઢી છે, ને ચાલતાં તે સહેજ ખોડાય છે, તેને જોય કે તેની પુંઠે પડજે. કદાચ મને તે ઓળખશે તેથી હું ખસતો રહેવા માગું છું'.

હું મજાહથી સીગાર સળગાવી તેનો ધુંવો કાઢતો ફર્યો. આજુ બાજુ હું ધ્યાનથી જોતો હતો તેવામાં એક મોટાર પોસ્ટ ઓફીસ આગળ આવી થોભી અને તેમાંથી બે જણ બહાર નીકળ્યા. તેમાંનો એક જોને આપેલાં વર્ણનને મળતો આવતો હતો. ટીકીટ ખરીદવાને બહાને પોસ્ટ ઓફીસમાં હું ઘુસ્યો પણ તે આગમજનું એક કાગળ પોસ્ટ માસ્તરને રજીસ્ટર્ડ કરવા આપી દેવામાં આવ્યું હતું. તેઓ ઉતાવળમાં હોવાથી રીસીટ લઇ જે બાજુએથી આવ્યા હતા તે તરફ મોટારમાં ચાલી ગયા અને તેમના ગુમ થતા આકાર તરફ જાનવરની પેઠે ટગર ટગર જોતો રસ્તામાં ઉભો રહ્યો.

બીજી પળે મેં હોટેલમાં જઇને જોનને હકીકત જણાવી કે તુરત તે મારી સાથે નીકળ્યો અને તે ભીના રસ્તા પર ગાડીના પૈડાંની છાપ તપાસતા હમો ચાલ્યા. ત્યાંથી પાછા ફરતાં તેણે જણાવ્યું',

'જેક, દીકરા, જાણું કે આ બેકલ્સ શહેર મ. જર્મન લશ્કર વેબોન ખાતે ઉતારી લશ્કરનું વડું મથક બનાવવાનું નક્કી થયલું છે. અહીંથી આજુબાજુના ભાગો નીચાણમાં હોવાથી કુદરતી આ પસંદગી થઇ છે. પેલા દેવલના મિનારા પરથી કરવામાં આવતી સીગનલો ઘણે દુર દરાજ જોઇ શકાય તેમ છે...... ચાલ, જરા પેટને ટાઢું કરીએ: મારે કાલે લંડન જવું છે. તું ક્રોમર ખાતે રહેજે હું. હું આવું ત્યાં સુધી છટકતો ના હોં.'

એક અઠવાડીયું મેં ફોકટમાં ફેરા ખાધા. તે પછી જોન આવ્યો પણ ત્યાંથી હમોને હમારા અસબાબ ઉઠાવી બાજુમાં આવેલા લોવેસ્ટોફ્ટ ખાતે લઇ જવો પડયો ને બીજે દીવસે ત્યાંના એમ્પાયર હોટેલમાં હમે ઠરી પડ્યાં.

હમો કાંઇ તે શહેર જોવા આવ્યા ન હતા પણ ત્યાં રહીને મોટારમાં ચારે બાજુ પેલી ભેદી મોટારના પૈડાંની છાપ જોતા ફર્યા કીધા. તે બાજુનાં એકએક ગામ કે શહેરની ગારેજમાં હમો ફરી વળ્યા પણ તે ભેદી મોટાર જણાઇ નહિ.

એક સાંજના ફરતાં ફરતાં જોનની નજર રસ્તા પર પડેલા છાપ પર પડી કે મોટાર ઉભી રખાવી અને બરાબર તપાસ કરી હમો ઉતર્યા અને તપાસ કરવા માંડી.

અંધારૂં થતાં હમોને પાછા ફરવું પડયું પણ બીજે દીવસે હમે ફરી પાછા તે જગ્યાએ ગયા. કમનસીબે રાત્રે પડેલા ભારે વરસાદની મહેરબાની તે છાપ સદંતર ભુંસરાઇ ગયો હતો.

એક અઠવાડયું ફરી પાછા હમો ફોકટમાં ફર્યા કીધા. એક દિવસ મોટારને પાછળ રાખી હમો ચાલતા હતા, તેવામાં બાજુમાંના એક રસ્તામાં તે મોટારના પૈડાંનો છાપ જોનની નજરે પડયો.

તે છાપ તુરતનોજ લાગતો હતો એટલે અડચણ આવી નહિ. હમો તુરત મોટારમાં બેઠા અને પુંઠે લાગ્યા. બહુ જલદીથી હમે તેની પુંઠે લાગ્યા. હમારી મોટાર બીજીની પુંઠે જતાં એક સાંકડા રસ્તા પર ફરી કે હમે ઉતરી પડ્યા અને મોટાર પાછળ રાખી પગે ચાલતા, ધસડાયા. અડધેક કલાકે હમે તે મોટાર અને તેમાંના

શખ્સોને જોયા. તેઓમાંનો એક પેલું રેજી-સ્ટર્ડ કાગળ કરાવનાર હતો.

તે બેઠી શખ્સો ત્યાંનો રેલ્વે પુલ સંભાળથી તપાસતા હતા.

'આ પુલનો કેવી સફાઈથી નાશ કરવો તે તેઓ તપાસે છે. જ્યારે જર્મનો આવી પુગશે ત્યારે રેલ્વે વ્યવહાર બંધ કરવા આ પગલું ભરાય છે.' જૉન દાંત કચકચાવતો બોલ્યો. 'ઠીક છે, બચ્ચાઓ તમને પણ જોઉં કે તમે કેવા ઉસ્તાદ છો!'

અડધો કલાક સુધી હમે તેમને જોયા. તે બાદ તેઓ પોતાની નોંધોમાં કાંઈ લખી પાછા મોટારમાં બેઠા. હમો પણ તેમની પુઠેજ હતા. બે કલાક પછી એક નાની ટેકડી આગળ આવ્યા. ત્યાં તે મોટાર ઉભેલી હતી અને તેમાંના શખ્સો તે બાજુના ફોટોગ્રાફ લેતા હતા.

તેમનું કામ પુરું થયું નહિ ત્યાં સુધી હમો તેમને તપાસતા થોભ્યા. તે પછી તેઓ પશ્ચિમ તરફ ગયા અને હમે પાછા હમારે અસલ મથકે હોટેલમાં ગયા.

ત્યાં તપાસના કરતાં હમારી અજાયબી વચ્ચે જણાયું કે કે એલાસ્ટોસબર્ગ, પેલી જર્મન બાયા, ત્યાં મેડમ હર્શના નામે ઉતરેલી હતી. જૉને તેણીને લાઈબ્રેરીમાં જોઈ અને તેણે મને બોલાવ્યો. હમો બન્નેએ ખાતરી કરી તેણી હમારી હાજરીથી વાકેફ હોય તેમ જણાયું નહિ.

જૉન ગુંચવાડોમાં પડ્યો. બીજે દિવસે તેણે મારી પર તાર કરીને તેહકીક કરવા જણાવ્યું. સાંજના તારથી જવાબ મળ્યો કે તે બાયા આજ પંદર દિવસ થયાંની નોકરી છોડી ગઈ છે.

'તેં જોયું છ તેમ જરમન જાસુસો આ તરફ બહુ ભમવા લાગ્યાં છે, જેક!' જૉને જણાવ્યું. 'એનો કાંઈપણું ઉપાય કરવોજ પડશે.'

તે બાદ હમોને જોયા નહિ કરી હમારી મોટાર બીજી બાજુએ રખાવી અને તે બેઠી મોટારકારની છાપની તપાસ રાખતા રહ્યા.

બીજે દિવસે જૉને એક નાની કોઠળી લાવી મોટારમાં મુકી અને શોફરને ખુલ્લી ચેતવણી આપી કે ગમે તે થઈ જાય તોએ તેને ખસેડવી નહિ.

તે સાંજના મારીનો બીજો તાર આવ્યો તેમાં તેણીએ જણાવ્યું કે દરિયાખાતાએ તેણીના રીપોર્ટ માટે ઉપકાર માન્યો છે અને તે બાબે ઘટતી તપાસ કરવા કહ્યું છે.

'કમબખ્તો કોઈ એવા ઉલ્લુને મોકલશે કે જેને જર્મનનો એક બોલ પણ આવડતો ન હશે' જૉન પટપટ્યો ને તે તાર તેણે ફાડી નાંખ્યો.

રાતના સાત વાગતે હમે હાબી હાબીને પેટની પુંજા કીધી અને ત્યાર પછી હમે મુસાફરીએ નીકળ્યા. જે મકાનના દરવાજા આગળ જૉને તપાસ કરી તે ગાડીના મથક તરીકે જણાવ્યું હતું ત્યાં હમો આવી પુગ્યા. મોટાર થોડે દુર રાખી હમો ઉતરી પડયાને જૉને પેલી કોઠળી બગલે મારી.

'તારી રીવોલ્વર છે ને!' તેણે થોડે દુર જતાં સવાલ કર્યો.

મેં હા પાડવા ડોકું નમાવ્યું.

'તે મકાનમાં મારે થોડીક તપાસ કરવાની જરૂર જણાય છે' તેણે સુચવ્યું.

'એટલે કોઈનું ઘર ફોડવું?' હું ગભરાઈને બોલ્યો 'પકડાયા તો મરી જવાનો સોદો!'

'બાહ!... જાસુસો હમેશાં દીચકારા હોય છે. તું શાનો બાયલો થાવછ? ખાંડણીયામાં માથુ મુકી ધ્રુજેછ શાનો?'

હવે બહુ જલદીથી હમો ત્યાં આવ્યા... મકાનમાં કોઈ રોશની દેખાતી ન હતી, એટલે બધા સુઈ ગયા હોય તેમ લાગતું હતું.

હજી વીલંબ હોવાથી હમો દરવાજાની સામે ઝાડીને ઓથે ઉભા. દૂરથી કોઇ મોટર આવતી હોય તેમ હમોને લાગ્યું, પણું તેનાં પૈડાંનો અવાજ નજદીક ન આવવાથી હમો તેની દરકાર કરી નહિ.

ઘડીઆળ કાઢી તપાસતાં બે વાગેલા જણાયા. વખત થયો છે એવું ધારી હમો તે લોખંડના દરવાજા આગળ આવ્યા અને તે ખોલવાની તજવીજ કરી પણ તેને તાળું મારેલું હતું.

ઉપર ચઢી ઉતરવા સિવાય બીજો માર્ગ ન હોવાથી હું પહેલા ઉપર ચઢયો પણ તે તેવામાં એક સ્ત્રીના અવાજે હું ચોંકયો, નીચે જોતાં મેં જોનને, કોઇની સાથે લડતાં જોયો કે તુરત હું નીચે કુદયો ને મદદે ગયો. તેજ પળે તે સ્ત્રીએ જબરીથી જોનનો હાથ જે તેણીના મોંઢા પર હતો તે ખસેડયોને ખુમ પાડવાની કોશીસ કીધી પણ તુરત મેં તેનું મોઢું પકડી લીધું.

'એને રૂમાલનો ડુચો માર !' જૉન બરાડયો. 'એ તો પેલી કમબખ્ત જર્મન બાયા છે !'

બીજી પળે બે રૂમાલોનો ડુચો તેણીના મોંમા મેં ખોસી દીધો અને તેણીના હાથો મજબુત પકડયા કે જોને આવા સમયને ખરનો સામાન ગજવામાંથી કાઢી તેમાંથી 'રેશમની' મજબુત દોરી લીધી અને તેણીના હાથોને પગો કચકચા-વીને બાંધ્યા.

તેમ છતાં જર્મન બાયામાં ભાંડ ગાળ દેતી તેણી તરફડવા લાગી પણ ફોકટ, બીજી પળે હમે તેણીને સામેના ખેતરમાં ઉંચકી ગયા અને ત્યાં આગળના એક મોટા ઝાડ સાથે કચકચાવીને બાંધી. તેણી કોઇક અગત્યની ખબર લઇને રાત્રે આવી હતી એવી હમારી ખાતરી હતી પણ તે જાણવા વખત ગુમાવવો ફોકટમાં હતો.

બહુ સંભાળથી હમો હવે દરવાજે થઇને ઉપર ચઢી બાગમાં ઉતર્યા અને તે મકાનનાં દાખલ થવાના બાગની ડાબી જમણી બાજુએ ગયા. ડાબી બાજુની બારી સાધારણ જણાતાં ફરી પાછો જોને ગજવામાં હાથ ઘાલી બારી ખોલવાના ઓજારો કાઢયા. બે મિનિટમાં તે બારીની સાંકળ કાઢી બારી ખુલ્લી કરી હમો એક ફાંકડા આરાસ્તે કરેલાં ઓરડામાં આવ્યા.

શાન્ત ચુપકીદી ત્યાં વ્યાપી રહી હતી. તે શાંત ચુપકીદીમાં મેં મારા અંતઃકરણને જોશમાં ધબકારા લેતું સાંભળ્યું.

હમે તે જાસુસોના મકાનમાં આવ્યા હતા.

તે ઓરડામાં હમોને ઉપયોગી થઇ પડે તેવું ન હોવાથી જોને પેલી તેની કીમતી બેગ સાથે રાખી સંભાળથી બારણું ખોલી બહાર નીકળ્યો અને અગાઉ પગલે બંધા ઓરડામાં હમે બન્ને ફરી વળ્યા;

કશું ન જડતાં હમે ધીમેથી માળપર ગયા. હવે સવાલ થયો કે તે જાસુસો કયા ઓરડામાં સુતા હશે. સંભાળથી કામ લઇ નસીબ પર આધાર રાખ્યા વિના છુટકો ન હતો. પહેલો ઓરડો ખોલતાં તે અંદરથી બંધ થયેલો જણાયો એટલે ખાતરી થઇ કે કોઇ તેમાં સુતેલું હશે. બીજો ઓરડો પણ તેવોજ જણાયો. ત્રીજો મોટો ઓરડો તપાસતાં જણાયું કે તે અંદરથી નહિ પણ બહારથી બંધ હતો.

બીજી પળે એક અજબ જેવી કુંચી જોનના ગજવામાંથી નીકળી અને તુરત બારણું ખોલી અવાજ કર્યા વિના હમો તે ઓરડામાં દાખલ થયા.

વિજળિક બત્તીની રોશની તે ઓરડામાં ફેલાવતાં હમો અજાયબીમાં ગરકાવ થઇ ગયા. બારી આગળની એક મોટી ટેબલ આગળ તે બાજુના બાગનો એક મોટો નકશો ચીતરેલો જણાયો. તેમાં રમકે રમકે

નિશાનો કરેલી હતી અને. બાજુમાં જર્મન ભાષામાં નોટસ લખી હતી. બીજી બાજુએ ફેરોમાંહની ફીલમોનો ઢાચો પડેલા હતા. એક ટેબલપર બધાક મહીનાઓની ભારે મેહનતના પરિણામમાં લશ્કરી મથકોના દોરેલા પ્લાનો વગેરે પડેલા હતા. બાજુમાં બે ત્રણ કેમેરા, રાત્રીને સમયે નિશાન કરવાનો સંચો, સંભાળથી દોરેલા પ્લાનોનો ભાથરો તથા એક ટ્રંકમાં રીપોર્ટો અને નોંધો પીક બન્ધ પડેલાં હતાં. આ બધું થોડા દીવસમાં બર્લીન ખાતે મોકલી દેવામાં આવનાર હતું.

જોને તેમાંના થોડાક કાગળો લઇ મજવામાં મુકતાં કહ્યું 'આ બધું પાછળથી ઉપયોગી થઇ પડશે.' તે કાગળોમાં એક જાણવા જોગ રીપોર્ટ હતો જે ગુલશનના વાંચકોની જાણને માટે અત્રે ટપકાવી લેવાની જરૂર જોઉં છું.

## ઇંગ્લાંડનો પૂર્વ કિનારો.

### વિભાગ છઠ્ઠો

ઇ. સ. ૧૯૦૬ ના ફેબ્રુઆરીથી ડીસેંબર ૧૯૦૮ સુધી ખાસ ફરજ પર મુકવામાં આવેલા ૧૯૪મી વેસ્ટફેલીઅન પલટણ વાળા કેપટન વીલહેમ સ્ટોકલબર્ગની નજર નોંધ.

### વેબોર્ન—નોરફોક—ઇંગ્લાંડ

(જુઓ મોટા નકશો આ લગત સામેલ છે. ફોટો ગ્રાફો બી સીરીઝ નંબર ૧૦૧ થી ૪૫૦)

આ ડીસ્ટ્રીક્ટમાં શેરી ગહામ અને ક્રોમર શહેરો સાથે મળી લેતાં, બધી મળીને ૪૬ જર્મન રૈયત વસવાટ કરી છે. તેઓમાંનો મોટો ભાગ હોટલોમાં નોકરો, બબરચીઓ અને છુટકલવા વેપારીઓનો છે. દરેકને તે "મહાન દિવસ" માટેનું કાર્ય નક્કી કરી આપેલું છે.

### હથ્યારો.

કેલીગહીય ખાતેના એક ઘરમાં હથ્યારોનો મોટો જથ્થો છે. નિશાન થતાં બધાં છુપી રીતે એકઠા થશે અને નક્કી કરેલ વખતે કિનારાપરના પેહરેગીરો પર તેઓ મારો ચલાવી પડશે. સાથે સાથે મોટા નકશામાં કરવામાં આવેલી નિશાની મુજબની જગ્યાએ સઘળા તાર અને ટેલીફોન વ્યવહાર કાપી નાખશે. નક્કી કરેલા કન્દોમાં ઉપરાઉપરી ખાતે જર્મન દોરડું સાચવવા આપણા ભાઇઓને હરબાવશે અને આપણા વહાણોની હાજરીને લગતી કોઇ પણ ખબર બહાર જતી અટકાવશે.

### માણસો.

આ ૪૬ માણસોમાંના દરેક કેળવાયેલો સિપાઇ બચ્ચો છે અને નામદાર કૈઝર આગળ સરકારની સેવા બજાવવા તેણે સોગંદ લીધેલા છે. તેમનો સરદાર લેફટનંટ બીશોફરોમ છે. આ બહાદુર અમલદાર હાલમાં ક્રોમરના ટકર સ્ટ્રીટમાં ભથ્યારાના વેષમાં રહે છે.

### પુલ માટે ડીનેમાઇટ

રેલ્વેના માર્ગમાં ખલેલ કરવા પુલો ઉરાડી નાખવાના છે. આ પુલો માટે નકશામાં લાલ નિશાન કરવામાં આવેલી છે. તે ઉરાડી દેવા માટેનો જોઇનો ડીનેમાઇટ વેબોર્ન સ્ટેશનની નજદીક આવેલી સેન્ડી હીલમાં સંતાડેલો છે,

### ઉતરવાની જગ્યા.

આખા ઇંગ્લાંડમાં આપણા લશ્કરને ઉતારવાની સૌથી સલામતી ભરી જગ્યા વેબોર્નનો આખો કિનારો છે. આ કિનારાપરની પોલીસનું નાકું તારનાં દોરડાથી હારવીચ બંદર સાથે જોડાયલું છે. જેવાં આપણાં વહાણો દેખાશે કે આ તાર કાપી નાખવામાં આવશે. વેબોર્ન ગામમાં એક નાની તાર ઓફીસ છે, પણ તેનો કબજો પોરટ ઓફીસની નજદીકમાંના હોટેલવાળો આપણો ભાઇબંધ એકદમ લઇ લેશે. તેની પર પ્રુન્યન જેકનો વાવટો ઉડતો કરવામાં આવશે એટલે કામને દરેક સરળતા મળી જશે.

### તારના દોરડા

આ જગ્યાએ થઈને ચાર અગત્યનાં મથકો નાં તારનાં દોરડાં પસાર થાય છે. તેમાંના પાંચ તેમજ ટેલીફોનનું દોરડું તો ખાસ કાપી નાખવુંજ પડશે. બેકસર સાથે સીધો વ્યવહાર નું દોરડું આપણી જરૂરીઆત માટે રાખી મુકવામાં આવશે.

### કિનારો

કિનારો સખત છે. કિનારા આગળથી દક્ષિણ બાજુએ જવાનો સુંદર રસ્તાદાર રસ્તો છે. પાણીના અંદાજ માપ વગેરે માટે જુઓ બ્રિટીશ નૌકા ખાતાનો રિપોર્ટ અને ચાર્ટ નંબર ૧૬૩૯૬ જે આ લગત સામેલ છે.

### ભઠ્ઠી

ગામને નાકે લુહારની એક ભઠ્ઠી છે.

### ખોરાક

ગામમાં ગાંધીઓની દુકાનો નાની છે એટલે ત્યાં ઝાઝો જથો રાખવામાં આવતો નથી. ગનટેન તરફના વિભાગમાં પુષ્કળ મેઢાં અને વાછરડા મળી શકે તેમ છે ( દરેક ખેડુતને ત્યાં જાનવરો કેટલાં છે તેનો ક્રમવાર કોઠો આ લગત જોડ્યો છે.)

### મોટરકાર..

આ વિભાગમાં ૧૨૫ મોટરકારો છે. તેમના માલેકોનાં નામ અને સરનામાં આ સાથે સામેલ છે.

જર્મન જાસુસોની નોંધનો એક નમુનો ઉપર જણાવ્યો છે.

તેજ પળે પાછળ હટતાં મારાથી કમનસીબે આંચકો લાગ્યો અને બાજુમાં મુકેલી ફોટોગ્રાફના કાચો હેઠળ પડી અવાજ સાથે ભાંગીને ભુકો થઇ ગયો.

હમે બન્ને દબાઇ ગયા. પાસેના ઓરડામાં હીલચાલ થતી મેં જોઇ અને મેં જર્મન ભાષામાં એક બીજાને બોલાવવામાં આવતા સાંભળ્યા.

' હયાંજ થોભ ' જૉન હોઠ પીસતાં બોલ્યો. ' હવે આવલા થવામાં માલ નથી.'

તેજ પળે બે શખ્સો, જેઓ પેલો રેલ્વે પુલ તપાસવા ગયા હતા ને પેરિટ ઓફીસમાં આવ્યા હતા, અંદર આવ્યા.

હજી હિંમત રાખવામાંજ ડહાપણ જોઇ જૉન પોતાની કિંમતી કોથળી મજબુત પકડી ચિમાળ આવી ઊભો.

' સાહેબો, તમો જોશો કે તમારી લુચ્ચાઇ હમે શોધી કાઢી છે. તમારી આ નોંધો અને પેલો નકશો હમોને બહુ ઉપયોગી થાય તેમ છે.'

'તમે કયા હકથી હયાં આવ્યા છો ?' તે બે માંના વડા જર્મને, આગળ આવી અંગ્રેજીમાં તરડાઇને પૂછયું.

'એક અંગ્રેજ બચ્ચાના હકથી, હેર સ્ટોલબર્ગ,' જૉને સાફ સાફ ટીકા લગાવી જે ભાજન રામબાણ થઇ પડયો. લેફટેનંટ, તમારી ઑફીસ સંમિનો મેતરમાં ફોટો સાથે બાંધેલાં તમોને જણાશે.

તેની સાથ વાળા જવાનના હાથમાં રીવોલ્વર હતી પણ મેં જોયું કે તે સાવ ફીક્કો હતો. તેનો ચહેરો પુણી જેવો થઇ ગયો હતો.

' તું શું કહેવા માંગેછ ? ' સ્ટોલબર્ગે પુછયું.

' હું આપ સાહેબની આ કિંમતી મેહનત નો નાશ કરવા માંગુ છું. તમો આજ બે વર્ષ થયાં હયાં રહો છો તે દરમ્યાન મોટરમાં બેસી તમે ઘણી મુસાફરી કરી છે તેમ ખબરો મેળવી છે; પણ' તેણે નરમાસથી જણાવ્યું. 'તમે ઘણી હુસ્યારી બતાવી છતાં એકજ વાતની ભુલ કરી. તમારી મોટરનાં ટાયરો તરીકે જર્મન "ટ્રેડ માર્ક" નોન સ્કીડસ" મુકતાં તમે જબરી થાપ ખાધી છે. આખાં ઇંગ્લાંડમાં

આ એકજ જોડ છે. અલબત ટકાઉપણામાં તે તે ઘણાં સારાં હશે પણ બે અરથી માફ છે, તમારા જેવા સાહુકારી કામ માટે તે લાયક નથી. મેટફીલ્ડ પાર્કમાં તમો રાત્રે તમારી વાઇફને મળવા આવતા હતા તે વખતે તમારા ટાયરોના છાપે મને અજબ કીધો હતો અને તે પરથી હું તમોને શોધવા શક્તિવાન થયો છું.'

'શું તું મારી નોટેસો ને પ્લાનોનો નાશ કરવા માગે છે?' તે લેફટેનંટ બરાડયો. 'આહ કુત્તા, હું તને તેમ કદી કરવા દઈશ નહિ.'

'ત્યારે બાજુ ઉભો રહીને જો!' જૉન બારણાં આગળ હટતાં બોલ્યો. 'જરા, અહીં જો!' તેણે તે કિમતી રોયથી ઉઘાડી જણાવ્યું કે તે જર્મનો કગાઈ અંદર આવ્યા.

બીજે પળે જૉને તે કોથળીમાંનો પાઉડર ઓરડામાં ફેંકયો કે તેમાંથી મોટું બળતું થયું અને આખા ઓરડામાં ભભુકા મારતી આગ લાગી. તે ઓરડો ભઠ્ઠીની પેઠે તપી ગયો.

પાઉડર પડતાં થયલા ધુમાડાનો લાભ લઈ હમો ઝડપથી દાદર પસાર કરી બહાર નીકળી ગયા હતા. તે જર્મનો ઓરડો બચાવવાને અશક્ત થવાથીજ પોતાની જીંદગીનો બચાવ કરવાને બહાર નીકળ્યા. તેમની રીવોલ્વર ધડાકા બંધ ફુટી પણ ફોકટ.

બાજુમાં છુપાઇ રહી હમે જોયું કે આખું મકાન આગમાં તારાજ થવા લાગ્યું હતું. તે જર્મનો કપડાંભેર બહાર નીકળી નાઠા.

'એ લોકને પકડવામાં માલ ન હતો' જૉને ખોલાસો કીધો 'તેમ થતાં આપણે જાહેરમાં આવ્યે જે. હાલને તબકકે થવાની જરૂર નથી. આ, બદઅખ્તે, જર્મન પૈસે હવાં મઝાહ ઉડાવી રહયો હતો. તેણે બહુ કિમતી વિગતો મેળવી હતી પણ તે હવે નાશ પામી છે. ફરી પાછો તે હવાં પ્રપંચ રચશે નહિ તે માટે હું ગોઠવણ કરીશ. ચાલ, ભાયા, હવે તો ઘેર આવેલ. જરા કરારને હવે પકડે તો ખરા!'

(હવે પછીના અંકમાં)

## ઇંગલાંડમાં જર્મન ઢંઢેરો.

તેની બધી યુક્તિઓને મુપચો સાગે રેજ્જુ થશે.

સોરાબજી સીકંદર કોર્ટમાં સાક્ષી આપવા આવ્યા.

'તે બંદુક ફુટતાં જોઇ હતી?' સોગંદ આપવા પછી મેજીસ્ટ્રેટે તરડાઇને પુછયું.

'નાજી, મેં અવાજ સાંભળ્યો હતો' સીકંદરની લાહેરી ચાલી.

'કુહ, એ જુબાની ચાલે નહિ...ચંસાવ ઉતરી જાઓ' મેજીસ્ટ્રેટ છેડાયા.

સોરાબજી સાક્ષીના પીંજરામાંથી ઉતરી બારણાં તરફ જતાં શું હસીને હસ્યો.

મેજીસ્ટ્રેટનો મીજાજ ગયો ને કોર્ટના તીરસ્કાર માટે તેને દંડ કરવા ખેંચી મંગાવી, હસવાનું કારણ પુછયું.

'નામદાર સાહેબ, આપે મને હસતાં જોયો?' સોરાબજી બાએ સવાલ કર્યો.

'ના, પણ મેં અવાજ સાંભળ્યો' મેજીસ્ટ્રેટ ચીડવાયો.

'કુહ, ત્યારે તે જુબાની ચાલે 'નહિ' કહી સોરાબજીએ ચાલવા માંડયું ને કોર્ટ વિચારમાં પડી કે શું કરવું!

❋ ❋ ❋

સીપાહોનાં કાગળોમાં સેનસોર જેમ ગમે તેમ કાપ મુકતો હોવાથી એક સીપાહનું ઉભાઇ આવ્યું ને તેણે સેનસોરને બનાવવા કાગળમાં લખ્યું "પરબીડાં પરની ટીકીટ નીચે જોજો.'

શું એક બાતમી મળી હોય તેમ સેનસોરની ઓફીસમાં ધરફડી ચાલી. ટીકીટ કમબખ્ત નીકળેજ નહી એવી સખત ચીટકાવેલી હતી. એક કલાક પછી બધા પરસેવે ગરકાવ થઇ ગયા ત્યારે ટીકીટ નીકળી. નીચે આ વાકય હતું.

'બપારવા, ટીકીટ ઉખેડતાં મહેનત પડી કે! માફ કરજો'

❋ ❋ ❋

# From my Diary

( *for Gulshan* )

by

**Manmohanrai Hakumatrai Desai, B. A. LL. B.**

(1) When emotion is at its highest, when despair mocks in his face, why is it, then alone, that man prostrates to God

(2) The joy of achievement after a life-and-death struggle is far more intense and paradisical than the easy acquisition of any thing. The tougher the fight, the more earnest the reward of success and triumph of victory.

(3) In life, some times, one has to be an operatic danseuse piping to the tune of Lord circumstance. But will that deter him from unflinching perseverance. At one time an operatic danseuce, at another, a proud free spirit—it has its lessons and joy also.

(4) Alas why should I clamour for gilt happiness coloured false, when genuine pleasures are so lavishly spread for me by Him, whose sole paternal care is to render me happy. A kind word, an innocent smile on loving lips, a beautiful star, fine silvery moon light, sweet, melodious music of the ocean, fine landscapes, love, brothers, parents, wife, satisfaction of duty discharged, buoyancy of vigour, hope, youth, health, morning, evening, sun-rise, sunset and infinitely innumerable details—are these not all, each itself a mine of wealth and store of happines so lavishly, lovingly bestowed upon me for my happiness that I should pine and struggle for material wealth, and judge life's worth according to that standard of base and enervated natures? Lord Almighty, but for thy generosity and greatness, how could men

have existed? To grumble and complain of life is to sin against thee, and the greatest sin, more monstrous than the murder of a man for here is the downright murder of a soul.

(5) What is the richness of the rich? A motor car! I have a far better, stronger, happier motor power within myself, within my being, which will defy a hundred thousand things—the motor of self-reliance, of self help, of self-dependence and consequently of proud self-assertion. A motor car! To pine for one! How contemptible an ideal, how low an ideal aspiration! Throb well, my brother, the machines of thy own inward motor and thou wilt be a far better motor-owner of thyself than the possessor of a thousand motor cars.

(6) Material prosperity! Money! Lord, how these fiends harrass us! Is money, fame, praise, to be the goal of our life at the cast of the higher mission, which Thy Considerateness has ordained for us in Thy wisdom? Alas, we waste our powers, our energies in struggles after things that are a delusion. Lord, Lord, Thy help, Thy guidance we seek. Lord Benefactor, teach us humility, generocity, sympathy for all, love for mankind, and brotherly feelings for the world. Gracious Mercy, inspire us with a righteous indignation for every thing cruel, mean, base, ignoble. God, curb our passions, and help us to gain peace with the world, good, kind words for the sufferers. Let us distroy anger from our minds, efface jealousy from our hearts, banish rancour from our eyes. Teach us the secret of the love of Christ for the agony of the lepers and the emotion of the feelings with which he kissed the feet of the beggars. Let not our souls be entangled in the deceitful web of the world's dolly-play of wealth and riches and praise and fame and conceit. To Thee, thy servants turn; show Thou them the path and reclaim them from their sins.

(7) *Newly-married couples*, generally, during the honey-moon *period*, and *especially when the* bridegroom is quixotic and some time a little peurile are apt to lead themselves and often also their well wishers, a frantic wild-bear's dance or to create raging storms in small tea-cups shaking each other tremendously. For it is then neither the age

of homodom, nor that of gynarchy with them, but one of fanciful flights of fanciful brains. Hence it is that some husbands, some times out of uncontrolled violent joy, pirouette on their toes in the most quizzical manner, and sometimes out of sheer childishness, gyrate like weak weather-cocks, at the mercy of powerful whirl-winds.

( 8 ) They say, man must be both natural and unnatural; but I believe, man is after all man, and if he is *a man*, he cannot be unnatural. Man and nature are so closely interwoven and in such glorious and perfect concord that the tunes of life will never vibrate in happy harmony and perfect order, if man can become unnatural at his sweet will, whenever he wishes.

( 9 ) Picture Post-card Collection! Card-collection is often times risky, and has got a nasty habit of tumbling to the ground all that lofty, magnanimous collection of ours at a single touch of reality. If mankind would but exist on their exquisite card-collections *only*, which they try almost every day and build with them also nice airy card-castles to luxuriate in, where would have been the misery that infests the dingy nests of we, the voyagers, as they say, on this vast ocean of humanity. I should like to exchange cards but really printed ones; but I won't part for millions, with my sweet, delicious, enchanting card-visions that soothe, and refresh and rejuvenate, nay, not for the world!

( 10 ) Passion is a selfish motive instigated by pride and characterised by unscrupulousness while true love is never selfish, nor ever turbulent, or wild or mean. Will Dobbin in Vainty fair is a true reflex of ideal love. True love is a stimulator of man's noble nature, a softener of his rougher qualities, humaniser of his character, and not an instrument to call forth the baser nature of mankind into play. That soothing current of love passing from one heart to another, unsexing even sex, can be established, but for once only in life. That spiritual joy, that emotional ecstacy, that iridescent phosphorecence of life is not like the material trappings of the world, which can be acquired at any time and in any place by the tender of a price. This certain something can be felt but once only in life when all youth within springs towards and pines for breathless pleasure in love's carol and when the spring time of life with all its gay luxuriance invites man to its light and happy fancies.

# પારસી બાનુ લુપીન!

( ચીત્રો સાથે. )

"હોહોહો ધુજાવનારી આ એ ગંભીર ડિટેકટીવ વારતાનો હજી સુધી સાનફ્રાન્સીસ્કો ખાતે કોપીરાઇટ નોંધાવ્યો નથી તેટલાં જો ભાઇ "ગુસ્સકોમ". ને પોતાના એકાદ નવા નાટક માટે સંગીન પ્લોટ જોઇતો હોય તો કર્ત્તાની સંપુર્ણ પરવાનગી છેજી ! ! !

( લખનાર—સસ્સોકા તીન પાઉ. )

## પ્રકરણ ૪ થું.

( જેમાં અટકી પડવું મીસ ગડેરીની કારનું ચીચપોગલીના લેવલ ક્રોસીંગ આગળ અને વળી જેમાં ખુટી જવા મીટર પાસના આશ્ચર્યવીરામ ચીન્હ ( ! ) જેથા રજયાત આ પ્રકરણના થતી સમાપ્તી. )

મુના ગડેરીને લઇને ઉપડેલી તે ગંભીર મોટર ફ્રીઆર ચીચપોગલી વાળા લેવલ ક્રોસીંગ આગળ આઇને થંભ ઉભી રહી. ત્યાંના પોરટરે ખબર આપી કે ૪ લોકલ ટ્રેન, બે મેલ ટ્રેન અને દશથી પંદર ગુડસ ટ્રેન તથા પાંચ સાત ખાલી ઇનજીન એટલું પસાર થઇ જાય ત્યાં સુધી ક્રોસીંગનો દરવાજો ઉઘડશે નહીં. હવે ! આપણો મહાન આંનુ ડીટેકટીવને મનસે દરેક મીનીટ તે પાંચ પંદર લાખ રૂપાની નુકસાન જેવી કીંમતી હતી અને આતો ખારસા પોણા ત્રણ કલાક ખોટી થવાની વાત હતી. શોફરે સલાહ આપી કે ફરી રેલવેના નવા પુલ પરથી થઇને બી. જવાય સ્હાઇ.

"નહીં ડીયરી, તેમ કરતી તો હું જે પત્તો મેળવવા રોકું છ તેની ગણત્રીમાં ભુલ પડશે. જોની. હમણાં તારા સ્પીડોમીટરમાં શું નોંધાયુંછ ! "

"૭૮૬ ફીટ મેડમ ! "

"શુ ! વારું, હવે એ ૭૮૬ ફીટને ૪૩૩૬ વડે ગુણી, કહાડ, જોઇંછ તો ! "

મીસ ગડેરીનો શોફર કરેક વાતે બાઇના હાથ તળે તાલીમ પામેલો હતો, અને ઘણી વખત તેને ડીટેકટીવના કામમાં મોટો ભાગ લેવો પડતો હતો. તેની બેઠક તળેના ખાનામાં હર કોઇક ઉપયોગી ચીજો હમેશાં તૈયાર રેહતી હતી જેમાંથી એક સ્લેટ અને પેન કહાડી તે ચપોચપ હીસાબ કરવા મંડી ગયો; તેટલા મીસ ગડેરી કાંઇ નવરી બેઠી હતી નહીં; તેવણે બાગમાં 'સાંજ' વેચાતું લીધું અને લડાઇના નવા તાર વાંચવામાં રોકાઇ ગયાં.

"ચોત્રીસ લાખ આઠ હજાર છન્નું મેડમ", શોફરે પેલો ગુણાકાર પુરો કરતાં કહ્યું.

"નહીરે ! સાંજમાં તો બત્રીસ લાખ છે !

"સાંજમાં ! મેડમ શું બોલોછ ! "

"તું શું કહેછ ! "

"તમે મને હીસાબ કરવા આપ્યો તેનો જુમલો."

# ચઢતી પડતી.

(દોહરા)

શરદ તણી શરૂઆતમાં, વૃષ્ટિ થયો વરસાદ;
મેઘરાજની મહેરથી, ચુવાની આવે યાદ. ૧
રહી નથી ને નવ રહે, એક સરીખી આંટ;
પળમાં ચેઢી પળમાં પડે, દેખો આ દૃષ્ટાંત; ૨
ઘન ગરજીને અતી ઘણો, દિપાવતો તો દેર;
શરદ તણી શરૂઆતમાં, જતું રહ્યું સૌ જોર. ૩
ઘડીમાં ઘન વરસી ઘણો, જણાવવાને જોર
વિખેસી નાખી વાદળાં; જણાવતો કમજોર. ૪

**ભવાનીશંકર નરસિંહરામ કવિ.**

# વિપત્તિના વાદળાં.



(ગઝલ)

વિપત્તિના વાદળો વિભુ વેગ આવ્યા વિખેરશોજી, વિપત્તિ (ટે
આંધીને ઉપાધીઓની, અધી ચડી આકાશ માંહિ;
આંધીને ઉડાડવા પ્રભુ, પ્રેમ વાયુ પ્રેરશોજી. વિપત્તિ ૧
વિપત્તિના વાદળાં, સુખનો રવિ ના સુઝેને;
એવીને અંધકારમાં, ઘનઘોરમાંહિ ઘેરશોમાં. વિપત્તિ ૨
રોગમાં રિબાવશોમાં, દુઃખમાંહિ દબાવશોમાં;
ઉલટથી ઉગારશો, ઉપાધીઓ ઉમેરશો માં વિપત્તિ ૩.
વાદળામાં વાટડી, સુખની ભવાની ના સુઝેને;
આંધીના અંધકારમાંહિ, વિઘ્નાકુલ વેરશોમાં; વિપત્તિ ૪.

**ભવાનીશંકર નરસિંહરામ કવિ.**

# India's Share in the War

(for *Gulshan*)

By

**Prof. Koshavlal L. Oza, B.A.**

A glorious galaxy of poets has sung in fluent strains, but the following Verses by Mr. Archibald Fox remain unsurpassed in truth to life at the present moment.

" We are called, We hear, Be this the single
test—Give we our best !
Doth there from meadow, street, and school arise
A dust of toil, a steam of sacrifice ?
Have we a lodestar to light fainting eyes
With solemn hest ?
An Empire's might, not proved by wail or blood
But widening good,
A might to lift the weak, to guide the strong,
To make day quicken from the night of wrong-
Be this with us as love or light or song
Or daily food.
So peals the question riving our long rest
Give we our best ?
Arm we with zeal and labour that the day
Of ultimate battle find us not at play
Ay, with new hearts to dare the old great way
We yet shall hold, by gift of each man's best,
Our sires' bequest. "